# કિસ્સે-એ-ગુલેસ્તાનબાનુ.

# KISSE-I-GULESTANBANU.



RUSTAM B. PAYMASTER.

# કિસ્સે-એ-ગુલેસ્તાનબાનુ

— યાને —

છેલ્લી બે સદીમાં ઇરાનથી હિંદ ખાતે આવેલાં
કેટલાંક નામાંકિત જરથોસ્તીઓનો ટુંક અહેવાલ.

સર જહાંગીર સી. કોયાજીના દીબાચા સાથે.

કર્તાઃ—
રૂસ્તમ બરજોરજી પેમાસ્તર,
બી. એ., એલએલ. બી.

# KISSE-I-GULESTANBANU

BEING

**A short account of the arrival of distinguished Zoroastrians in India from Iran during the last two centuries With An Introduction By**

*Sir* Jehangir C. Coyajee, Kt.,

BY

Rustam Barjorji Paymaster, B. A. LL. B.
*Editor, 'PARSI PRAKASH'*

**1940.**



આ ચોપડી ધી જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઑરફનેજ
કેપ્તન પ્રીન્ટીંગ વર્ક્સ, નં. ૪૧॥ લાલબાગ, પરેલ, મુંબઇ
મધે સોરાબજી એદલજી ડોકતરે છાપી છે
અને
મી૦ રૂસ્તમ બરજોરજી પેમાસ્તરે ૬૪૫, દાદર પારસી કોલોની,
મુંબઇ મધેથી પ્રગટ કરી છે.





ગુલેસ્તાનબાનુ ફરામજી ભીખાજી પાંડે.

( વચમાં ગુલેસ્તાનબાનુ પોતે બેઠાં છે, તેમના ડાબા હાથ ઉપર બ્લુ બદીયાન પહેરીને બેઠેલાં તેમના બેટી લેડી સાકરબાઇ પીટીટ અને જમણા હાથ ઉપર લેડી સાકરબાઇના બ્હેન બાઇ ધનબાઇજી દાદાભાઇ હોરમસજી કામાજી છે. )

# એક મહાન ઇરાની શાહેનશાહ.




આલા હઝરત **રેઝાશાહ પહેલવી,** શાહેનશાહે ઇરાન.

[મી. પીઠાવાલાનાં પેન્ટીંગ ઉપરથી]

# FOREWORD

BY

## Sir Jehangir C. Coyajee.

I have great pleasure in writing a foreword for this very interesting volume from the pen of Mr. R. B. Paymaster-a scholar who is distinguished by his knowledge of the whole range of the history of Parsis in India.

The eventful record of the Parsi race in India impresses one as one of the most remarkable romances of history. While the great and powerful Iranian Colonies of Punjab and Sind, of Central Asia and South Russia, have succumbed to the forces of invasion from abroad and of social absorption in the neighbourhood, a tiny settlement placed far to the South, remote from the old ancestral home, has continued to exist through centuries and has presented to the world one of the best known examples of the persistence of a noble biological heredity through ages. After many centuries the world learned once more to give its due to the "Parsi" name, a name which had been illustrious in the remote past—in the epochs of the Achæmenides and the Sassanides. The story of the rise of this little community has often been told before, but it can still bear repetition by a scholar of the calibre of Mr. Paymaster.

Around this great central romance of the Parsis in India are found entwined quite a number of smaller romances. One of the most fascinating of them tells of how contact was restored after six or seven cen-

turies between the Zoroastrians of Iran, and the little colony in India. For centuries, indeed, old Iran never remembered her little scion; and indead how could a country which had littered the shores of the Indian Ocean from Sofala in the West to Canton in the East spare a thought for this particular little settlement? But the story of the mutual recognition of the old Motherland and this colony is a very touching and interesting one and presents interesting characters like those of Kaus and Afshād, of Âzar Kaivan and Jāmāsp Valayyati. Each of these figures if properly treated would make the reputation of a writer of historical romance.

One of the local heroes of Parsi history in India was Rustam Dorab, who helped the East India Company to defend Bombay at a critical moment. He espoused a young beauty whose family had left Iran in distress, and their descendants have played their full and important part in the rise of the Parsis in Bombay. This is another aspect of the romance of Parsi history in India—the marriages in India of Iranian ladies from the old fatherland who became the ancestresses of some of the leading Parsi families. To such ancestresses the famous Patel and Panday families owe much of their spirit, enterprise and vitality. A more recent example of this tendency was that of the lady Gulestanbanoo who belonged to a refugee family from Yezd. Her charitable and eminent character as well as that of her daughter Lady Sakarbai Petit are well known to the historian of Bombay In their humbler way these ladies remind us of the illustrious Empress Noor Jehan—another beauty, belonging to an Iranian family of emigrants, for whom Fortune had reserved an Imperial destiny.

In another way, too the stream of Iranian emigrants has strengthened and enriched the Parsi community of India. These migrating families have brought with them a vitality, a virility as well as technical and literary capacities which have proved of high value to the Parsis. An eminent example of this trend is furnished by the annals of the Aga family, which read like a chapter from Smiles' "Self-help." For a century this family has been well to the fore among us in Bombay; and the author has done well to give us sketches of the lives of several members of that family including the interesting account of the career of its present representative—Mr. Burjor S. J. Aga. The late Mr. Dinshah J. Irani furnished another example of what might well be termed "Irano—Parsi" energy, intellect and enterprise. He too showed the keenest interest in Persian literature and in the strengthening of the bonds between the Parsis and the home of their ancestors.

It might be left to some future student of Ethnology and Eugenics to show what rich elements the more recent immigrants from Iran have added to the strength and enterprise of the Parsis of India. Meanwhile we may well enjoy the highly interesting sketches collected in this volume from the skilful pen of Mr. Paymaster.

Bombay,
12th January 1940. } J. C. COYAJEE.

# PREFACE.

I feel much pleasure in presenting to the reading public this little work, which narrates the true story, "stranger than fiction", of two Zoroastrian ladies who left their motherland Iran and came to India more than a century and a half ago.

The subject contained in two chapters of this book had been treated by me at some length in a few articles which were published in certain Gujarati Newspapers of Bombay about a decade ago.

It was there that I first described the romantic story of Phirozabanoo, whose marriage under exciting circumstances to Rustomji Dorabji Nanabhoy Patel, known as Rustom General, took place in 1743 A. D. and of Gulestanbanoo, the young Zoroastrian lady who was brought by her father to India from Iran about half a century after and married to Framji Bhikhaji Panday under circumstances which read like an episode in an exciting novel. In this book I have included a short account of the Panday and Patel families and also other families related to them, together with photographs and genealogies.

I have not been able to resist the temptation of including, in addition, an account of other prominent Zoroastrians who came subsequently to India from Iran, and I have also traced the establishment and growth of some Parsi *mandals* which aim at strengthening the bonds between India and Iran.

This work has been written at the suggestion of my esteemed friend Mr. Burjor S. J. Aga, Architect, who has also given me help in the compilation and

publication of this book, for which I feel particularly grateful to him.

I have also to acknowledge my deep indebtedness to the learned scholar of our city, Sir Jehangir C. Coyajee, for writing a masterly Foreword for this book. His brilliant essay has added not a little to the worth and usefulness of my work.

In the end, I have to express my thanks to Mr. Kaikhusroo A. Fitter, Secretary of the Iran League, who has extended considerable help to me in the collection of materials and photographs for this volume

21st March 1940.<br>
Dadar, Bombay:

RUSTAM BARJORJI PAYMASTER.

# કર્ત્તા તરફના બે બોલ.

---

કહાણી કિસ્સા જેવા સંજોગો વચ્ચે આજ આશરે દોઢ સદીથી વધુ મુદત ઉપર માદર-વતન ઇરાનથી અત્રે આવેલાં બે જરથોસ્તી બાનુઓ અને તેમનાં કુટુંબોની ટુંક તવારીખને લગતું આ નાનકડું પુસ્તક વાંચક વર્ગ સનમુખ પેશ કરતાં ખરેજ ખુશાલી ઉપજે છે.

આ પુસ્તકનાં બે પ્રકરણોની બાબત મેં આશરે એક દાહેકા ઉપર મુંબઇના ગુજરાતી છાપામાં આપી હતી, તેમાં પટેલ ખાનદાનના વિરા રૂસ્તમજી દોરાબજી નાનાભાઇ (રૂસ્તમ જનરલ) નાં આશરે ઇ. સ. ૧૭૪૩ માં કહાણી કિસ્સા જેવા સંજોગો વચ્ચે માદર વતન ઇરાનથી મુંબઈ પધારેલાં શીરીઝાબાનુ નામનાં બાનુનો શાદીનો કિસ્સો આપ્યો હતો, અને તે સાથ ગુલેસ્તાનબાનુ નામનાં એક જવાન બાઇને પોતાનાં વતન ઇરાનથી તેમના પિતાએ એવાજ કહાણી કિસ્સા જેવા સંજોગો વચ્ચે અત્રે લાવીને મરહુમ શેઠ ફરામજી ભીખાજી પાંડે સાથે પરણાવ્યાં, તે કિસ્સો પણ આગળ આપ્યો હતો. આ બન્ને કિસ્સાઓને વિસ્તારીને અને વધુ વિગતો આપીને અત્રે વર્ણવ્યા છે. વળી ઉપલાં પટેલ તથા પાંડે ખાનદાનો તથા તેની સાથ જોડાયલાં બીજાં ખાનદાનોનો ટુંક હેવાલ આપી તેમનાં ચિત્રો તથા વંશાવળીઓનો પણ અત્રે સમાવેશ કીધો છે.

આજના જમાનાના કોઇક ફેશનેબલ પારસીઓ જુદદીન ઓરતોને પરણી લાવી કોમમાં કચવાટ ઉભો કરે છે તેને બદલે આ પટેલ અને પાંડે ખાનદાનના ખરા દીનચુસ્ત નબીરાઓએ ખુદ ઇરાની જરતોશ્તી બાનુઓ સાથ શાદીના પવિત્ર ગાંઠથી જોડાઇ આપણી પારસી કોમમાં સ્વચ્છ લોહી આમેજ કરી એક કીમતી બોધ આપ્યો છે.

એ ઉપરાંત ઇરાનથી ત્યારપછી અત્રે આવેલાં બીજાં જાણીતાં જરથોસ્તીઓ બાબેની કેફિયતોનો ઉમેરો કરવાની મને લાલચ થઇ છે, અને તે જોડે ઇરાન સાથેનો આપણા હિંદ દેશનો સંબંધ ધાડો બનાવનારાં કેટલાંક પારસી મંડળોની સ્થાપનાનું ટુંક વર્ણન પણ કરવામાં આવ્યું છે.

આ પુસ્તક રચવા માટેની સૂચના મારા મેહરબાન મિત્ર મી૰ બરજોર સોહરાબશાહ આગા (આર્કીટેક્ટ) તરફથી કરવામાં આવી છે તે માટે હું તેમનો આ તકે આભાર માનું છું.

આ પુસ્તકનો એક અતિ વિદ્વતાભર્યો દીબાચો લખવા માટે આપણા શેહરના વિદ્વાન લેખક સર જહાંગીર સી. કોયાજીનો ખાસ ઉપકાર માનું છું. એ સુંદર લેખથી આ પુસ્તકની શોભામાં ઘણો વધારો થયો છે.

શેવટે, ઇરાન લીગના સેક્રેટરિ મી૰ કયખુશરો અ. ફીટરે મને ઇરાનની બાબતો મેળવવામાં કેટલીક મદદ કરી છે તે માટે તેમનો પણ આભાર માનું છું.

તા. ૨૧ મી માર્ચ ૧૯૪૦.
દાદર, પારસી કોલોની, મુંબઇ.

**રૂસ્તમ બરજોરજી પેમાસ્તર.**

# સાંકળિયું.

પાનું.

## ભાગ ૩ જો.





# ચિત્રોનું સાંકળિયું.

—•—

# આ પુસ્તકમાં આવેલી વંશાવળીઓનું સાંકળિયું.





# ભાગ ૧ લો.



## આપણા કદીમ ન્યાગાનોનું ઇરાનથી સંજાણ આવી વસવું.



# પ્રકરણ ૧ લું.

## ઇરાનથી સંજાણ.



ઇરાનના છેલ્લા પાદશાહ યઝદેઝર્દ શહેરયારની હાર ઇ૦ સ૦ ૬૫૧ માં નેહાવંદની લડાઇમાં થવા બાદ ઇરાનના સાસાન્યન રાજ્યનો કમનસીબે અંત આવ્યો. ત્યારપછી ત્યાંના જરથોસ્તી ઇરાનીઓની બદબખ્તીની શરૂઆત થઇ અને તેઓ હેરાન, પરીશાન અને પરાગંદે થયા, અને પોતાના પાક ધર્મની જાળવણી ખાતર મોટે ભાગે નાસભાગમાં પડયા. તેઓ મધેનો એક ટોળો કુહેસ્તાનના પહાડી મુલકમાં જઇ વસ્યો, જે ત્યાં આસરે એક સદી માહ મુશ્કેલીમાં તોડી પાડવા બાદ ત્યાંથી નીકળી દરિયા બાજુના હોરમઝ બંદરે જઇ પુગ્યો, જ્યાં બાર વર્ષ રહેવા બાદ તેને ત્યાં વધુવાર રહેવું સલામતીભર્યું ન લાગવાથી તે ટોળો આ હિંદુસ્તાન દેશ તરફ આવવા માટે વહાણોમાં સવાર થયો, અને કાઠિયાવાડ તરફ આવેલા કોસ્તા ઉપરનાં દીવનાં બંદરનો તેણે આશરો લીધો.

**દીવ બંદર છોડવું.**

અત્રે ૧૯) વર્ષ રહેવા બાદ આ લોકને દીવની આબોહવા અનુકુળ ન થવાથી, તેઓ દક્ષીણ-પશ્ચિમ તરફ કોઇ બીજા કોસ્તા તરફ જવાને વહાણમાં બેઠા. હવે દરિયામાં કેટલોક છેટો હંકારવા બાદ તેમને માર્ગમાં ભારે તોફાન નડયું, જેથી તેઓ પોતાના જાનની સલામતીની આશા છોડી પાક અહુરમઝદની બંદગી કરવા લાગ્યા. તે સાથ તેઓએ બહેરામ ઇઝદની મદદ માંગીને એવી બાધા લીધી કે જો આ ભયભિત તોફાનમાંથી તેઓના વહાણો બચી કોઇ જમીનના કીનારા ઉપર સહીસલામત જઇ પુગી આશરો લેય તો ત્યાં તેઓ પહેલી તકે પાક બહેરામ ઇઝદની યાદમાં પવિત્ર આતશ બહેરામ સ્થાપી એ ઇઝદની આરાધના કરશે.

**સંજાન બંદરે આવી ઉતરવું.**

આ પછી તુરત તોફાન શાંન્ત પડયું અને હાદેસાના મારેલા હમદીનોના વહાણોએ સંજાણ બંદરે લંગર નાખ્યાં.

અત્રેના હિંદુ રાજા જેનું નામ જાદીરાણા કહેવાય છે તેના માણસોએ તેમને અટકાવ્યાં અને રાણાની સનમુખ તેમના આગેવાનોને હાજર કીધા. રાણાએ તેમને કદાવર, મજબુત બાંધાના અને તે સાથ હથીયારબંધ જોઇ મનમાં ડરીને તેઓ કોણ હતા તે વિષે પરપુછ કીધી. સારાં ભાગ્યે આ આગેવાનોના વડા દસ્તુર દીવમાં સંસ્કૃત ભાષા ભણેલા હતા, તેવણે પોતે કોણ હતા, પોતાનો મઝહબ શો હતો, તેઓની રાહરસમ શી હતી, અને તેઓ શા કારણે પોતાનો દેશ છોડી પરદેશ આવ્યા હતા, તે સર્વેની સમજણ રાણાને ૧૬) યાદગાર સંસ્કૃત શ્લોકમાં આપી એવું જણાવ્યું કે હમો કાંઇ રાણા સાંમે લડવા આવ્યા નથી. સેવટે તેઓએ એવો એકરાર કીધો કે "મા હમે હિંદુસ્તાન રા યાર બાશીમ" એટલે હમે તમામ હિંદુસ્તાનનાં દોસ્ત થઇ રહીશું. ત્યારબાદ રાણાએ તેમના પહેરવેશ, ભાષા, લગ્ન-ક્રિયા વગેરે સંબંધી કેટલીક શરતો કરી તેમને ઇ० સ० ૭૧૬ માં પોતાના મુલકમાં આશરો આપ્યો.

* *
*

## સંજાણ આવેલા કાફલા અગાઉ શું હિંદુસ્તાનમાં પારસી વસ્તી ન હતી?



આ મુજબ ઇરાનથી નીકળેલો એક મોટો કાફલો આશરે ૧૨ સદી ઉપર દરિયા માર્ગે આ દેશમાં આવી ઉતર્યો. પણ તેથી એમ નહી માનવું કે એ અગાઉ આ હિંદ દેશમાં કોઇપણ ઇરાની જરથોસ્તીએ પગ મુકયો ન હતો યાને અત્રે વસ્યો ન હતો, આ વાત ખરી છે કે આ પહેલાં ઘણાક હમદીનો ઇરાનથી હિંદના ઉતર-પશ્ચિમ તરફ જમીન માર્ગે છુટાછવાયા વેપાર યા બીજા કારણે આવી રહેલા હતા, પણ એક મોટો કાફલો ઇરાન દેશથી પોતાના પાક દીન તથા જાનમાલની સલામતી ખાતર નીકળી અત્રે સંજાણ બંદરે પહેલવહેલોજ આવી વસ્યો હતો.

હેન્રી લોર્ડ નામનો એક પાદરી જે ઈ૦ સ૦ ૧૬૨૦ ને આશરે સુરત મધે આવ્યો હતો, તેણે લખેલાં એક પુસ્તકમાં જણાવ્યું છે કે દીવ બંદરથી એકંદર સાત વહાણો નીકળ્યાં હતાં, જેઓમાંના બે સુરત નજદીકનાં સુમારી બંદરે ઉતરી ગુજરાતના કેટલાંક મથકો જેવાં કે વરીયાવ, વાંકાનેર વગેરે મધે ઉતર્યાં હતાં, અને બાકીના પાંચ વહાણો દક્ષિણ તરફ આગળ વધી ગુજરાતના સંજાણ બંદરે, ઉપર જણાવ્યું તેમ, જઈ પુગ્યાં હતાં.

**દીવથી આવેલા એકીવેળા બે કાફલાઓ.**

એવો સવાલ કરવામાં આવે છે કે જે સાત વહાણો ભરી જરથોસ્તીઓ હાદેસાના મારેલા ઈરાનથી સેવટે આ દેશમાં આવી પુગ્યા, તેઓ શું સર્વે મરદોજ હતા? અને શું તેઓ પોતાની સાથ કોઈ સ્ત્રીઓને લાવ્યા ન હતા? આ સવાલનો જવાબ તદન ખુલ્લો અને દેખીતો છે. જ્યારે પોતાનું રાજ ખોવાથી આપણા પુજ્ય ન્યાગાનો પોતાનાં ઘરબાર, વાડીવંતર, માલ-મીલકત વગેરે સર્વ છોડી હંમેશ માટે પરદેશ જવા નીકળ્યા, ત્યારે શું તેઓ પોતાની પાછળ પોતાના મા, બહેન, ધણીઆણી અને બેટીઓને પારકા ધર્મના અને પારકા રાજ્યના લોકોનો જુલમાત ખમવા પાછળ મેળી પોતાનાજ જાનના બચાવ અને પોતાનાજ સુખચેન માટેની એકલપેટાઈ કરવાને લેશભાર પણ વીચાર કરે! અને જો એક ઘડી તેઓ પોતે આવો નફ્ફરો, આપ-મતલબી અને દયાહીણ ખ્યાલ લાવે તો શું તેઓના બાયડી-છોકરાંઓ અને મા, બહેન તેઓની સાથે નીકળી પડવાને પોતે તૈયાર ન થાય? શું તે માટે તેઓ કાકલુદી ન કરે? ખરે, એમ વીચારવું એ કેવળ મનુષ્ય જાતના ખવાસથી ઉલટું માની શકાય. વળી જો મરદો પોતાના પાક જરથોસ્તી મઝહબની જાળવણીના પવિત્ર હેતુથી દેશ છોડી પરદેશ જવાને હાંમ બીડે તો તેઓની માફક તેમની સ્ત્રી, માતા, બહેન વગેરે (જેઓ સામાન્ય રીતે પોતાના ધર્મ ઉપર

**ઈરાનથી દીવ અને સંજાણ શું પારસી બૈરાઓ પણ સાથે ન આવ્યાં હતાં?**

પોતાના ઘરના મરદો કરતાં વધારે એતેકાદ ધરાવનારાં હોય છે તેઓ) આમ નીરાધાર પોતાના વતનનેજ વળગી રહેવાનો ખ્યાલ વટીક પણ કરે ?

આ ઉપરથી તદન એકજ અનુમાન નીકળી શકે છે કે ઉપલાં સાત વહાણો મધે આપણા ન્યાગાનોમાં, પુરૂષ તથા સ્ત્રી એ બંન્ને જાતીના શખ્સો આ દેશમાં આવેલાં હોવાં જોઇએ, અને તે પણ લગભગ એકસરખાં પ્રમાણમાં આવ્યાં હોય એમ કલ્પી શકાય.

*
**

## પાક આતશબહેરામની સ્થાપના.



ઉપર જોયું તેમ દીવ બંદરેથી નીકળવા બાદ આપણા દીનદાર બહાદુર ન્યાગાનોને દરિયાનું ભયંકર તોફાન નડયું ત્યારે તેઓએ બહેરામ ઇઝદની આરાધના કરી એવો કોલ આપ્યો હતો કે જો તેઓ જમીન પર સલામતીથી ઉતરવા પામશે તો તેઓ એ પાક ઇઝદની પરસ્તેશ માટે એક આતશબહેરામ બરપા કરશે. આ કોલ પાળવા માટેનું કામ તેઓ જેવા સંજાણ નગરીમાં ઠરીઠામ થયા તેવુંજ ઉલટ પકડી તુરતાતુરત હાથમાં લીધું, અને "કીસ્સે સંજાણ" કીતાબ—જેને આધારે આ બાબત લખવામાં આવી છે તે—મુજબ સંજાણ સરજમીનમાં પગ મુકયાને આપણાં ન્યાગાનોને પાંચ વર્ષ થયાં નહિ તેટલા અરસામાં તેઓએ પોતાની સંપુર્ણ ધર્મ-આસ્થાથી પવિત્ર આતશને માટે જે આલાતો પોતાની સાથ લઇ તેઓ ખોરાસાનથી નીકળ્યાં હતાં તે આલાતની મદદથી માહ મહેનતે જાતજાતના આતશો તૈયાર કરી અત્રે જાદીરાણા પાસ તે માટે અલાહેદી જમીનનો એક વીસ્તાર મેળવી ત્યાં આતશબહેરામ સાહેબની પુર દમામ સાથ ઇ૦ સ૦ ૭૨૧ માં સ્થાપના કીધી, અને તે સાહેબને ઇરાનના પોતાના આગલા શાહ માફક લેખી **પાક ઇરાનશાહ** નામ આપ્યું, અને

ત્યારપછી જ્યાં જ્યાં પવિત્ર આતશને લઇ આપણાં ન્યાગાનોએ ઉઠાંગરી કીધી, ત્યાં ત્યાં તે સાહેબને ઇરાનશાહનું લાયક નામ આજ સુધી આપતા રહ્યા છે.

## પ્રકરણ ૨ જું.

## આપણા ન્યાગાનોની હિંદમાં થયલી આબાદી.



એવી રીતે સંજાણ મધે આપણા કદીમ ન્યાગાનોએ આ હીંદ સરજમીન ઉપર વસવાટ સર્વ હિંદુઓ વચ્ચે કીધો, જેઓએ તેમના પાક મઝહબનું પાળણ કરવામાં કશી જાતની હરકત નાખી ન હોવાથી તેઓ અત્રે આબાદ થયાં. તે સાથ તેઓ હિંદુઓના વધુ અને વધુ સમાગમમાં આવતા જવાથી તેઓએ કેટલીક હિંદુ રાહરસમો અખત્યાર કીધી.

**કનેરી ગુફાઓમાં મળતો પહેલવી ભાષામાં લેખ.**

આ પછી ઇરાનીઓને લગતી પશ્ચિમ હિંદુસ્તાનમાં જે નોંધ મળે છે તે લગભગ ૧૭૮ વર્ષ બાદ મુંબઇથી આશરે ૨૦ માઇલ દુર આવેલાં બરોલી ગામ તરફના કેનેરી ગુફાઓ (Caves) ની દીવાલ ઉપર પહેલવી ભાષામાં કોતરયલા એક લેખની છે, જે ઇ. સ. ૯૯૯ માં તે તરફ ગયલા ઇરાનીઓએ પોતાની હાજરી જણાવનારો અત્યાર સુધી જળવાઇ રહેલો છે. આ લેખ 'પારસી પ્રકાશ'નાં દફતર પહેલાં ને પાને બીજે નીચે મૂજબ આપ્યો છે:—

"તા૦ ૨ જી ડીસેમ્બર ઇ. સ. ૯૯૯.

રોજ ૧૬, માહ ૮ (શે.) ૩૬૮ યઝદેજરદી.

મુંબઇની પાસે આવેલા કેનેરીના ગોફાઓ જોવાને આજ દીને કેટલાક પારસીઓ ત્યાં આવ્યા હતા, તેઓ પોતાના નામ-નિશાનો

ત્યાંના એક ગોફામાં પહેલવી ભાષામાં એક તખ્તી ઉપર કોતરી ગયા હતા.

" આ પહેલવી તખ્તીનો તરજુમો નીચે મુજબ છેઃ—

" ઇઅજદાનનાં નામથી શને ૩૧૮ ઇઅજદેજરદી, માહે આવાં અને મેહેર રોજે ( જરથોસ્તીઓ ? ) આએ જગો ઉપર આવીઆ હતા. ( તેઓમાં ) મતન અઇદબારનો દહાન પાનક (તથા) માહ અઇદબાર (તથા) માહ અઇદબારનો પનજબોખત અને પતરબોખત (તથા) ખએરાદ બેહરાંમનો મરદાનશાહ, અને મરદાનશાહનો ખએરાદ બેહરાંમ ( તથા ) બેહરામ પનાહનો મતન અઇદબાર તથા મતન અઇદબારનો બેહરામ પનાહ (તથા) આતુન માહનો ફરખુજાદ અને જાત અફરામ, (તથા) માહાબાજદીનો નોહમાહ અને દીન બેહરાંમ અને બુજરગ આતુન, અને ખએરાદ મરદ અને બેહજાત (તથા) મતન બનદાતનો બેહરામ પનાહ, ( અને ) ( તખ્તી ) કોતરનાર ? આવાંન બનદાત મનદુનનો અનહોમા."

ઉપલી તખ્તી ઉપરથી જણાય છે કે આજ ૯૩૯ વરસની વાત ઉપર કનેરીના ગોફાઓ જોવાને વાસ્તે બાપ, દીકરા તથા ભાઇઓ મલીને ૧૭ જણા ગયા હતા. જેમાંના કેટલાકો પોતપોતામાં સગા હતા.

આ પછી ૨૨ વર્ષ રહીને ઉપલાજ ગુફાઓમાં ઇરાની જરથોસ્તીઓની એક બીજી ટોળી ગઇ હતી, જેણે પણ પોતાની ત્યાં હાજરી બતાવનારો લેખ ઉપલીજ ભાષામાં કોતર્યો છે, જેની નોંધ 'પારસી પ્રકાશમાં' ( દફતર પહેલું, પાનું બીજું ) નીચે મુજબ આપવામાં આવી છે.

" તા. ૫ મી નવેમ્બર ૧૦૨૧.

રોજ ૨૪, માહ ૭, (શે.) ૩૯૦ ય. ઝ.

" આજ દીને કનેરીના ગોફાઓ જોવાને વળી કેટલાક પારસીઓ ત્યાં આવ્યા હતા, એવું ત્યાંથી મલેલી બીજી એક પહેલવી ભાષામાં કોતરેલી તખ્તી ઉપરથી માલમ પડે છેઃ—

" આ પહેલવી તખ્તીનો તરજુમો નીચે મુજબ છેઃ –

" ઇઅજદાનના નામથી સને ૩૯૦ ઇઅજદેજરદી મહેર મહીનો ને દીન રોજે આએ જગો ઉપર આવેઆ હતા (તેઓનાં નામ) માહ ફરૂબગ અને માહ અદબાર (તથા) માહ અદબારનો પંનજ બોખત. (તથા) ખેરાત બેહેરામને મરતાન શાત. (તથા) બેહેરામ દીન આવરનો ખવી તાબુત ? (તથા) માહ બાજદીનો બજોરગ આતન. (તથા) ખેરાદફરૂખનાં માહ અદબાર અને ખુનશાત. (તથા) અએલાંર માહનો ? માહા બનદાત."

આ તખ્તીમાં જણાવેલાં નામવાલા ચાર ધણીઓનાં નામો આગલી તખ્તીમાં જણાયલા છે, અને બાકીના છ જણા નવા દીસે છે.

ઉપલા લેખો મધે જે નામો મલે છે તે સર્વ તે જમાનાના આ દેશમાં આવી વસેલા જરથોસ્તી ઇરાનીઓનાં માલમ પડે છે. લગભગ પોણાબે સદીઓના હિંદુઓ સાથના વસવાટ છતાં તે ઝમાનાના આપણા ન્યાગાનોએ પોતાના અસલ ઇરાનથી લાવેલાં નામો ચાલુ રાખ્યાં છે તે તેમની પોતાવટ જાળવવાની તીક્ષણ લાગણીની ગવાહી પુરી પાડે છે. અજબ જેવું છે કે આ તખ્તીઓવાલા જમાનામાંના અત્રેના ઇરાનીઓમાં નામો આપણા કદીમ કયાની કે સાસાની વગેરે પાદશાહ, પહેલવાનો—જેવાકે જમશીદ, ફરેદુન, કાઉસ, કયકોબાદ, અરદશીર, નૌશીરવાન કે જાલ, રૂસ્તમ, સોહરાબ, અસફંદયાર, વગેરેનાં નામો ન હતાં. વળી અજબ જેવું છે કે આ ભેદ ઉપર કોઇનું ધ્યાન ખેંચાયું નથી. આ નામો નથી ફારસી ભાષાનાં કે નથી તે વેળા હિંદમાં વપરાતી સંસ્કૃત કે કોઇ બીજી ભાષાના ઉપલા બંન્ને લેખ આજવેર એટલા લાંબા કાળ સુધી જળવાઇ

રહયા છે તે એક અજાયબી છે. તે લગભગ ૧૦૦૦) વર્ષપરના જરથોસ્તીઓની કોતરકામની કળાની એક અચ્છી ગવાહી પુરી પાડે છે. વળી તે ઉપરથી એટલુંપણ સિધ્ધ થાય છે કે તે જમાનાના પારસીઓનો વસવાટ આ ગુફાઓની નજદીકનાં મથકોએ હોવો જોઇએ. એ ગુફાઓ સંજાણથી ભાગ્યે ૫૦ માઇલ દુર આવેલા છે. એટલે ઇરાનથી સંજાણ આવી વસનાર ટોળા વીષેની તવારીખી બાબદને તે આડકત્રી રીતે ટેકો આપે છે.

* *
*

## સંજાણથી પારસીઓનું વીખરાવું.



સંજાણથી પારસીઓની જેમ જેમ નજર ઉઘડતી ગઇ તેમ તેમ નવસારી, સુરત, વાંકાનેર, વરીઆવ, ભરૂચ, ખંબાત, અંકલેશ્વર, વગેરે ગુજરાતનાં ઘણાંક ગામોમાં તેઓ થોડા થોડા જઇ વસવા લાગ્યા, અને ઇ. સ. ૧૧૪૨માં સર્વથી પહેલી વસ્તી નવસારી મધે જરથોસ્તીઓની થઇ હતી. (પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૨.)

**સીસ્તાનથી આવેલી વંદીદાદના પહેલવી તરજુમાની કીતાબ.**

ઇ. સ. ૧૧૮૪ માં સીંધુ નદીના કીનારા આગળ પારસીઓની વસ્તી હોય એમ માલમ પડે છે, સબબ એ જગો પર આવેલાં (ઉચાહ) નામનાં એક શહેરમાંથી એ૦ માહયાર નામનો એક મોબેદ સીસ્તાન શહેરમાં દીનઆઇનનો એલમ શીખવાને ગયો હતો, જ્યાં તે ૭ વર્ષ વેર કાબેલ દસ્તુર-મોબેદો પાસે તાલીમ લઇ પાછો હિંદુસ્તાન ફર્યો હતો, અને પોતાની સાથે સીસ્તાનનાં ઉપલાં વર્ષમાં અરદેશર બેહમન નામના એક શખ્સને હાથની નકલ કીધેલી વંદીદાદના પેહલવી તરજુમાની કેતાબ અહિં લાગ્યો હતો. હીંદુસ્તાનમાં પેહલવેહલી વંદીદાદના પેહલવી તરજુમાની આ નકલ આવેલી ગણાય છે.

(પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૩ જું.)

## સંજાણ ઉપર મોહમેદન ચઢાઇ. હિંદુ રાજાની પક્ષમાં પારસીઓએ આપેલા પોતાના જાન.



સંજાણ મધે આપણા કદીમ ન્યાગાનો સુખચેનમાં કેટલીક સદીઓ વેર રહયા પછી તેના ઉપર અમલ ચલાવનાર હિંદુ રાજા સાંમે મેહોમેદનોનો અલપખાન નામનો સરદાર ચઢાઇ લઇ ગયો. આ અલપખાન કયા પાદશાહનો સરદાર હતો તે બાબે તવારીખમાં મતફેરી છે, એક પક્ષ કહે છે કે તે પાદશાહ અલાઉદીન ખીલજી હતો, જયારે બીજા પક્ષ મુજબ તે ગુજરાતનો સરદાર મહમદ બેગડો હતો, જે ઇ. સ. ૧૪૪૪ માં ઉપલી ચઢાઇ લાવેલો કહેવાય છે.

આ સવાલ મધે અત્રે ઉંડાણમાં ઉતરવાનો પ્રસંગ નથી. ગમે તે હોય પણ કીસ્સે સંજાણ, જે ઇ. સ. ૧૬૦૦માં લખાઇ છે તેમાં જણાવ્યું છે કે જયારે સંજાણ ઉપર મજકુર ચઢાઇ આવી ત્યારે ત્યાંના રાજાએ પોતાની પારસી રૈયતની મદદ માંગી, જે ઉપરથી અરદશીર નામના એક બહાદુર પારસી વીરલાએ પોતાના ૧,૪૦૦ હમદીનોની એક ટુકડી ઉભી કરી રાજાની પક્ષમાં લડાઇમાં બહાર પડયો, અને પહેલી લડાઇમાં ફતેહ મેળવી આપી, પરંતુ પાછળથી બીજી લડાઇમાં દુશ્મનોની ફોજ અતી વધુ આવવાથી સંજાણના રાજાની હાર થઇ.

**પાક ઇરાનશાહ ઉપર પરેલા હાંદેસા.**

ઉપલી હારને લીધે પારસીઓ પાક આતશને પોતાની સાથે (છાતીએ બાંધી) બાહરોટના પહાડ ઉપર જઇ વસ્યાં જ્યાં પણ તેઓ જંપીને રહી શકયાં નહી. અને બાર વર્ષ રહી તેઓ ઇરાનશાહને લઇ વાંસદાના જંગલમાં જઇ વસ્યાં. ત્યાં પણ તેઓનો ઠાર ન થવાથી તેઓને ચાંગાશાહ નામના એક માતબર બેહદીને પોતાને વતન નવસારી લઈ જઇ રાખ્યાં, જયાંથી સેવટે ઇ. સ. ૧૭૪૨ માં પાક ઇરાનશાહને શ્રી ઉદવાડા ખાતે લઇ જવામાં આવ્યા

છે, અને ત્યાં એ સાહેબ આજસુધી તખ્તનશીન થયા છે. અને તેમની બંદગી કરવા દેશે દેશ અને શહેરે શહેરના જરથોસ્તીઓ વખતો વખત એ પવિત્ર સ્થળે ઉતરી પડે છે.

## પ્રકરણ ૩ જું.

## રેવાયતોનો જમાનો.



સંજાણ મધે વસ્તા જરથોસ્તીઓ જેમ જેમ હિંદુ ભાઇઓના વધુ અને વધુ સમાગમમાં આવતા ગયા તેમ તેમ તેઓમાં પોતાના પાક મઝહબ, તેનાં ફરમાનો અને તેની ક્રિયાઓ વગેરે બાબેની ગુમરાહી વધતી ગઈ, જેના ઉપાય તરીકે ભરૂચ, ખંભાત, સુરત, વગેરેથી કેટલાક જરથોસ્તી કાસદોને છેક ઇરાનવેર ત્યાંના દસ્તુરો અને અકાબરો જોગ પત્રો આપી મોકલીને આપણી ધર્મ-ક્રિયા, રેવાજ વગેરે બાબે સવાલો પુછાવી જવાબો મંગાવ્યા હતા. એ જવાબો ફારસી ભાષામાં લખાવી લાવવામાં આવ્યા હતા, અને તેને 'રેવાયતો' નું નામ આપવામાં આવ્યું છે. આ રેવાયતોની શરૂઆત ઇ. સ. ૧૪૭૮ માં નરીમાન હોશંગની રેવાયતથી થઇ હતી, જેની સાથ મોકલેલા જવાબમાં શરૂઆતમાંજ ઇરાનની અંજુમન લખે છે કે 'કઇઓમરશથી આજ સુધીના જમાનામાં હવડંના જેવો સખ્ત વખત ઇરાંન પર ગુજર્યો નથી. ઝોહાક, અફ્રાસિઆબ, તૂર તથા સિકંદરના વખત કરતાં પણ અમારી ઉપર જયાદે જુલમ ગુજરેચ. આએ જમાનામાં બેહદીનો કાંઇબી દીનઆઇનના કામો બરાબર કરી શકતા નથી. નીરંગ, બરશમ, યોજદાથ્રેગ્રી અને પાકી પહરેજગી થોડી ઘણી રહી છે, અને બાકી સઘળું જતું રહયું છે. અત્રે નરીમાન હોશંગ ભરૂચી, જે તમારી તરફના સવાલો લઇ આવ્યો છે તેણે નવસારીના એક વડા ચાંગા આશા વીષે અમોને કહયું છે કે તેણે ત્યાં ઘણા ધર્મો કીધા છે, તથા બેહદીનો ઉપરની ખંડણી માફ કરાવી છે, વળી અમોએ સાંભળ્યું છે કે તમારી તરફ નશાને જુદદીનો ઉંચકે છે, તથા ખંભાત અને અંકલેશ્વરમાં તો લાફડાંની ફરકતી વાપરે છે,

તથા ઓરતો ખાતી વખતે દસતાંનાં (હાથનાં મોજાં) વાપડતી નથી. વાસ્તે અગર જો હેરબદો અહીં તમારી તરફથી આવે, અને શીગે તો તમોને દીનની રાહ બરોબર માલમ પડે. અહીં કાંઇ રસ્તાની થાક ઘણી નથી, કંદહારથી સીસ્તાન નજદીક છે; અને સીસ્તાન મુકયું કે યઝદ આવવાની કાંઇ ધારતી નથી. (પા. પ્ર. ૬ ૧ પા ૬)

( મુન્શીશ્રીરોજ કેતાબખાનામાંની દસ્તુર બરજોર કામદીનવાલી રેવાયત, પાનું ૩૩૫. )

* * *

## હીંદુસ્તાનમાં જરથોસ્તીઓ જઇ વસ્યા હતા તે બાબે ઇરાનના જરથોસ્તીઓનું અજ્ઞાનપણું.

તા. ૧૭મી જાનેવારી ૧૫૧૧ને દીને ઇરાનની અંજુમન તરફથી બેહદીન ચાંગા આશા, દસ્તુર ખોરશેદ સંજાણા, રૂસ્તમ હોશંગ, રામયાર જમશેદ, બેહરામ શેહરીયાર, નેરીઓસંગ મુનજમ, પટેલ શાપુર, કામદીન, તથા અસપંદયાર, બેહદીન બેહરામશાહ, માણેકશાહ અને આશદીનશાહનાં ફરજંદો, તેમજ ભરૂચ, સુરત, ખંભાત, અંકલેશ્વર, વગેરેના જરથોસ્તીઓ ઉપર તેઓએ પુછાવેલા દીનઆઇનને લગતા સવાલોનાં જવાબનું એક નામું આવ્યું હતું, તેમાં તેઓ લખે છે કે:—'આરબોનો જમાનો ગુજર્યો, તથા આએ તુર્કનો જમાનો આવ્યો ત્યાંસુધી અમોને માલમ નહી હતું કે હીંદુસ્તાનમાં જરથોસ્તી બેહદીનો રહેલા છે. પણ આજથી પાંત્રીસ વર્ષ અગાઉ બેહેસ્તી નરીમાન હોશંગ ભરૂચી તમારી તરફથી સવાલો લઇ આવ્યો ત્યારે અમોએ તે વાત જાણી.' (મુન્શીશ્રીરોજ કેતાબખાનામાંની દસ્તુર દારાબ હોરમજદયારવાલી રેવાયત, પા. ૫૦૮).

આ ઉપરથી સમજી શકાશે કે હોરમઝ બંદરથી એ ટોળો ઇ. સ. ૭૧૬ માં સંજાણ આવ્યો ત્યારથી તે ઇ. સ. ૧૪૭૮ સુધીની સાત સદી દરમ્યાન ઇરાનના જરથોસ્તીઓને તેમનો એક ટોળો હિંદ

તરફ આવ્યો હતો તે માટે કાંઇપણ માહીતી ન હતી. એ ઉપરથી એમ પણ ધારી શકાય કે એ લાંબી મુદ્દત દરમ્યાન ભાગ્યે કોઇ ઇરાની જરથોસ્તી આ હિંદ દેશમાં આવ્યો હશે.

આ રેવાયતો લગભગ ત્રણ સદીવેર ચાલુ રહી હતી. તે જે બહાદુર જરથોસ્તી કાસદો ઇરાન જઇને કષ્ટ વેઠીને લાવ્યા તેઓના નામથી જણાયલી છે. એ સર્વે રેવાયતો બાબે અત્રે વીગતમાં ઉતરવાની અગત ન હોવાથી આટલોજ ઇશારો કરી આગળ ચાલીશું.

## પ્રકરણ ૪ થું.

## ૧૬ મી સદીથી ઇરાનથી આ દેશમાં આવેલા કેટલાક જરથોસ્તીઓ.

### (ક) કાઉસ અને અફસાદ.




સ. ૧૫૩૧ (ય. ઝ. ૯૦૦ માં) કાઉસ અને અફસાદ નામના બે ઇરાની વેપારીઓ હિંદુસ્તાન આવ્યા હતા. જેઓની મુસાફરીને નામે એક કીસ્સો ફારસી બેતોમાં લખાયલો છે, તેમાં જણાવ્યું છે કે નવસારીમાં એક જુનું ઇંટનું દખમું હતું, પણ ઉપલા કાઉસની ભલામણ ઉપરથી ઇ. સ. ૧૫૩૧ માં પત્થરનું એક દોખમું ઘટતી ક્રિયાઓ સાથે બંધાવ્યું હતું. (પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૭).

**(ખ) દસ્તુર આઝર કયવાન.**

આ દરમ્યાન દસ્તુર આઝર કયેવાન બીન આઝર ગુશસ્પ (૧૫૨૯-૧૬૧૪) નામનાં એક ઇરાનના જાણીતા અને ખબરદાર જરથોસ્તી ટોળાનાં દસ્તુર પોતાની જીંદગીનાં પહેલાં ૨૮ વર્ષ એકાંતપણે ખોદાની બંદગીમાં ગુજારવા બાદ હીંદુસ્તાન ખાતે

પટના મધે આવી વસ્યો હતો. તે પોતાની સાથે ઇરાનથી કેટલાક જરથોસ્તીઓને પોતાના શાગેર્દો તરીકે લાવ્યો હતો, જેઓમાં મોબેદ ફરહાદ, મોબેદ હોશ, મોબેદ સરોશ, વગેરે હતા. તે ઉપરાંત હિંદુસ્તાનમાં ઘણાક મુસલમાન તેમજ હીંદુઓ પણ એના શાગેર્દ થયા હતા, જે સઘળાઓને એ ફીલસુફી ધર્મજ શીખવતો હતો. એણે 'મુકાશેફાતે આઝર કેવાંન' નામની કેતાબ ફીલસુફી ધર્મની સાબેતીમાં ફારસીમાં લખી હતી. તે પટનામાંજ ગુજર પામ્યો હતો.

(પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૧૦).

(ગ) અરદશીર કેરમાની.

પાદશાહ અકબરને જરથોસ્તી ધર્મને લગતી સમજણો આપવા માટે ઇરાનથી દસ્તુર અરદશીર નોશીરવાન કેરમાની દીલ્હી ખાતે આવ્યો હતો તેની ઉપર ભરૂચથી દસ્તુર કામદીન પદમે એક પત્ર લખી કેટલીક બીનાઓ પુછાવી હતી, જેનો અરદશીરે તા. ૧૯ મી નવેમ્બર ૧૫૯૭ ને દીને મજકુર દસ્તુર કામદીન પદમ પર જવાબ લખ્યો હતો. (પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૧૦).

(ઘ) જામાસ્પ વેલાયતી.

ઇરાનથી જામાસ્પ વેલાયતી નામનો એક ઇરાની મોબેદ તા. ૨૬ મી નવેમ્બર ૧૭૨૦ નો નીકળેલો સુરતમાં ઈ. સ. ૧૭૨૧ માં આવ્યો હતો તેણે ત્યાંના અને ઇરાનના જરથોસ્તીઓના રોજ—માહની ગણત્રીમાં એક મહીનાનો તફાવત જોયો, પણ તે જાહેર કરવાને ત્યાંના જરથોસ્તીઓનાં ઝનુનને લીધે ગભરાયો; સબબ તે વેળાએ સુરતમાં રવાનના પગ વાળવાની તથા પદાન બાંધવાની તકરારો ચાલતી હતી. વળી આ વેળાએ તેણે સુરતમાં દીનઆઇનની ઘણીક નાવાકેફીઓ જોઇ, તેથી પ્રથમમાં ત્રણ ખબરદાર મોબેદોને પોતાના શાગેર્દો કીધા જેમાં એક સુરતવાલો દસ્તુર દારાબ (૧૬૯૭-૧૭૭૨), (કુમાંનો દાદાદારૂ), બીજો નવસારીવાળો દસ્તુર જામાસ્પ (જામાસ્પ આશા) (૧૬૯૭-૧૭૫૩), અને ત્રીજો ભરૂચનો એક દસ્તુર (જે

ધાર્યા મેલે કામદીનજી દસ્તુરના બાપ હશે) તેઓને તેણે જંદ પેહલવી ભાષાઓ શીખવી હતી.

(પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૨૩–૨૪).

વળી જામાસ્પે સમજાવવા ઉપરથી સુરતમાં આ વર્ષથી શેઠ માણેકજી એદલજી અરમાનીના દલાલ (મરહુમ શેઠ જમશેદજી અરદેશર દલાલના વડીલ) કદીમ રોજ–માહ પઢવા લાગ્યા. તા. ૨૩ મી અકટોબર ૧૭૨૩ ને દીને જામાસ્પ ઇરાની સુરતથી મુંબઇ આવી પાછો ઇરાન ગયો હતો.

(ચ) જમશેદ ઇરાની (નજુમી)ની રોજ–માહ બાએની શીખવણી.

આ પછી ઇ. સ. ૧૭૩૬ માં ઇરાનથી જમશેદ નામનો એક જરથોસ્તી કે જે નજુમનો એલ્મ જાણુતો હતો તે સુરત ખાતે આવ્યો, જે પછી ઇરાન અને હીંદુસ્તાનના જરથોસ્તીઓ વચ્ચેના એક મહીનાના તફાવતની તકરાર ઘણી વધવા લાગી. લોકોએ તેને અરજ કીધી કે જામાસ્પ વેલાયતીના કહી ગયા પછી અત્રે એક મહીનાના તફાવત વિષે ઘણો વસવસો ઉપજ્યો છે, માટે તું નજુમની ગણત્રીથી અમારી ખાત્રી કરી આપ. આથી તેણે ત્યાંના એક ચંચળ મોબેદ આ૦ કાઉશજી ફરદુનજી મુનજમી, (મોબેદ ફરદુનજી મરઝબાનના બપાવા) ને નજુમનો એલ્મ શીખાડયો, અને તેણે (આ. કાઉશજી) એ નજુમથી ગણત્રી કરી લોકોને જણાવ્યું કે જામાસ્પ ઇરાનીનું કહેલું ખરૂં છે, અને આપણે ભુલેલા છૈયે. એ પછી સુરતમાં રહી જમશેદ ઇરાની ઇ. સ. ૧૭૪૦ માં મુંબઇ આવ્યો હતો.

(પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૩૨–૩૩).

ઉપલા હેવાલ ઉપરથી જોવામાં આવશે કે ઇરાનથી આપણા ન્યાગાનોનો એક ટોળો સંજાણ આવવા બાદ ૧૭૪૦ સુધીના આશરે ૧૦૦૦ વર્ષના અરસામાં બહુ જુજ ઇરાની જરથોસ્તીઓ પોતાના વતનથી આ હીંદ દેશમાં આવ્યા હતા.

# પ્રકરણ ૫ મું.

## નાદીરશાહની પક્ષમાં ઇરાનના જરથોસ્તીઓએ અફગાનો સાંમે મેળવેલી જીત.*

ઇ. સ. ની સતરમી સદીની શરૂઆતમાં ઇરાન મધેની જરથોસ્તીઓની વસ્તી આશરે સાઠ હજાર ઘરની એટલે પાંચ લાખ માણસની ગણાતી હતી. આ વેળા તેમાના કેટલાક હજાર જરથોસ્તીઓની ઘોડેસ્વાર ફોજ લડાયક સવારો તરીકે પાદશાહના લશ્કરમાં પગારદાર રહયા હતા. આથી ઇરાનના પાદશાહ નાદીરશાહે જયારે હેરાત ઉપર ચઢાઇ કીધી ત્યારે એ પાદશાહની પારસી ફોજને હાથે તેને ફતેહ મલી હતી. આ વેલા ઇરાનના મુસલીમ રાજ્યની જે રીત હતી તે મુજબ હેરાતમાં મલેલી લુટ આ પારસી ઘોડેસ્વારોને મલી હતી, અને હેરાતના અફગાન હાકેમનાં બચ્ચાં છોકરાં આ પારસી લશ્કરને હાથ આવ્યાં હતાં અને લડાઇના રીવાજ મુજબ તેઓએ એ અફગાનોને ગુલામ તરીકે રાખ્યા હતા.

અફગાનોમાં વેરનું વસવું અને જરથોસ્તીઓની નાહસભાગ.

આથી અફગાનોના દીલમાં પારસીઓ માટે જબરો કીનો વસ્યો હતો, માટે નાદીરશાહનાં મરણ બાદ અફગાનો ઇરાન ઉપર વળતી ચઢાઇ લાવ્યા અને તેઓએ ઇરાનનાં શહેરો અને ગાંમડાંઓને તારાજ કરી ત્યાં વસ્તા જરથોસ્તીઓ ઉપર કીનો લેવા માંડયો અને હાલનાં કેરમાનની બાહેર આસરે ત્રણચાર માઇલનાં ઘેરાવામાં હઝારો પારસીઓના ઘરોને તારાજ કીધાં. આથી બચી ગયલા જરથોસ્તીઓ છુટા છુટા યઝદ અને હાલનાં કેરમાનમાં પાછા જઇ વસ્યા.

---

* આ પ્રકરણ અને એ પછીનાં બે પ્રકરણોની કેટલીક વીગતો મરહુમ ઇરાન જઇ આવેલા મુસાફર મી૦ માણેકજી લીમજી હોશંગ હાંટરીઆની ઇ. સ. ૧૮૭૫ માં છપાયલી કેતાબ "રીશાલે એઝહારે શીઆતે ઇરાન" માંથી લીધી છે.

શાહ કરીમખાન.

ત્યારબાદ સારાં ભાગ્યે ઝંદ તાયફાનો કરીમખાન નામે એક ભલો ઇનસાફી પાદશાહ ઇરાનની ગાદી ઉપર આવ્યો, જેના અમલમાં જરથોસ્તીઓએ કાંઇક શાંતી જોઇ.

કરીમખાનનું મરણ —જરથોસ્તીઓનો પાછો શરૂ થયલો બરગસ્તે દહાડો.

હવે કરીમખાનનાં મરણથી તેનો ભાણેજ લુત્ફઅલીખાન ઝંદ, જે આગળ કેરમાનનો હાકેમ હતો, તેનો રાજગાદી ઉપર હક હતો તેને બદલે કરીમખાનનો સાળો નામે આગા મહમદખાન, જે તેના લશ્કરનો વડો હતો, તેણે લશ્કરને પોતાના હાથમાં લઇ કેરમાન ઉપર ચઢાઇ લાવી આસરે ૭ માસ તે ચાલુ રાખી હઝારો માણસોના ભોગ લીધા. તેઓ મધે કેરમાનના જરથોસ્તીઓ પણ હતા, જેઓમાંના ઘણાક માર્યા ગયા અને બાકી બચી ગયલાઓનો ઘણો બરગસ્તે દહાડો આવ્યો.



# ભાગ ૨ જો.



## ઈરાનથી આવેલાં પટેલ ખાનદાનનાં વડીલ ફીરોજબાનુનો કીસ્સો.



## પ્રકરણ ૬ ઠું.

# મુંબઇમાં આવી વસેલા પહેલવહેલા પારસીઓ.

## પટેલ ખાનદાનના વડા દોરાબજી નાનાભાઈ અને તેમના બહાદુર બેટા રૂસ્તમ જનરાલ.

આપણું મુંબઇ, જે આગલા જમાનામાં સાત નાના ટાપુઓના જુમખાથી બનેલું હતું, તે ઇ. સ. ૧૬૬૨ સુધી વર્ષોવેર પોર્ટુગીઝોના હાથમાં હતું અને તે સાલમાં પોર્ટુગલના રાજાની કુંવરી કેથેરાઇનના લગ્નની રીતમાં ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લસને આપવામાં આવ્યું હતું. આની આસરે બે દાયકા અગાઉ-ઇ. સ. ૧૬૪૦ માં-સુરતના ગામ મોરા સુમારી જે તે વેળા મોગલાઇ હકુમત હેઠળ હતું ત્યાંથી દોરાબજી નાનાભાઇ નામના એક સાહસીક જરથોસ્તી પોતાના કુટુંબ સાથ પહેલવેહલા પારસી તરીકે મુંબઇ આવી વસ્યા અને થોડુંકમાંજ પોર્ટુગીઝ સરકારના ખાસ કારોબારી તરીકે નોકરીએ રહયા. જયારે મુંબઇ, ઉપર જણાવ્યું તેમ, ઇંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે તે વેળાની પોર્ટુગીઝ હકુમતના સઘળા અસબાબોની સાથે આ પારસી વીરલાની નોકરી પણ ઇંગ્રેજ સરકારને મોટી ભલામણ સાથ સોંપવામાં આવી, અને તેવણ પોતાના ગનતી અનુભવથી આ નવા રાજકર્તાઓને કારભારી તરીકે ઘણા ઉપયોગી થઇ પડયા.

દોરાબજી નાનાભાઇ તે વેળા કોટ મધે જયાં હાલ પટેલનો મહોલ્લો જાણીતો છે ત્યાં સરકારે આપેલી ખાલી જમીન પર પોતાને માટે રહેવાનું એક મકાન બંધાવીને વસ્યા. આ વેળા મુંબઇની મોટી વસ્તી માછીમારોની હતી, જેમની પાસથી ઇંગ્રેજ સરકાર "બોડી ટેક્ષ" નામનો આંગવેરો લેતા, તે વસુલ કરવાનાં કામ માટે દોરાબજીને રાખવામાં આવ્યા હતા. તેવણ ઇ. સ. ૧૬૮૯ માં અત્રે ગુજર પામ્યા હતા.

મજકુર દોરાબજી નાનાભાઇના બે દીકરાઓમાં નાના રૂસ્તમજી પોતાના પીતાના મરણબાદ તેમની જગાએ ઇંગ્રેજ સરકારના કારભારી નીમાયા હતા.

**જંજીરાના સીદીને મારી હઠાવનાર પારસી વીરલો—"રૂસ્તમ જનરાલ."**

ઇ. સ. ૧૬૯૦ માં જંજીરાના સીદીએ મુંબઇ ઉપર હુમલો કર્યો હતો, જેથી કંપની સરકારે તેની સાથે કોલ-કરાર કરવે તેનાં માણસો મુંબઇનો કીનારો છોડી ગયા હતા, પણ તેઓના જવા પછી ઇ. સ. ૧૬૯૨ માં અત્રે એક સખ્ત મરકી ફેલાઇ કે જેથી સઘળાં અંગ્રેજો અને ગેરીસનના માણસો મરણતોલ હાલતમાં આવી પડયાં હતાં. આ તકનો ભાભ લઇ જંજીરાનો સીદી યાકુતખાન એક મોટી ફોજ લઇ મુંબઇ ઉપર ચઢી આવ્યો અને ડુંગરીના કીલ્લાનો પોતે કબજો લીધો. આથી રૂસ્તમજી દોરાબજીએ સમયસુચકતા વાપરી બહાદુરી બતાવી રાજ્યનો કારોબાર પોતાને હસ્તક લીધો, અને એક શીબંદી લશ્કર, કે જેમાં મુખ્ય ભાગ મુંબઇના કોલીઓ તથા માછીમારૂઓનો હતો, તે ઉભું કરી પોતે તેની સરદારી લીધી અને દુશ્મનોની સાંમે બહાદુરીથી લડી તેમને ટાપુની બાહેર હાંકી કાઢયા તથા ડુંગરીનો કીલ્લો પાછો લઇ આ ખબર સુરત તરફ અંગ્રેજોની કોઠીના વડા ઉપર કાસદોની મારફતે મોકલી, અને તે સાથ રાજ્યનો કારોબાર પોતે ચલાવ્યો અને તે પછી સુરતની કોઠીના વડાના મુંબઇ આવ્યા બાદ તેના હાથમાં રાજ્યની લગામ સોંપી. આ દેશહીતકારી સેવાને માટે રૂસ્તમજીને "**મુંબઇના પટેલ**" નો એલકાબ વંશપરંપરા માટેનો ઇંગ્રેજ સરકારે આપ્યો, તથા અત્રેના સઘળા કોળીઓ અને માછીમારૂઓના વડા તરીકે તેમને નીમ્યા, અને તેઓના સરકારી કરો વસુલ કરવાની, તેમજ દીવાની અને ધર્મ સંબંધી કજીયાઓ ચુકાવવાની, સત્તા આપી.

(પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૨૦ ૨૧).

આવી રીતે છેલ્લી આસરે અઢી સદી દરમ્યાન જો કોઇબી પારસીએ લશ્કર જમા કરી તેની સરદારી લઇ રાજ્યના દુશ્મનની ચઢાઇ મારી હઠાવી પોતાના રાજ્યની કાયમી ચાલુ રાખવાનો બહા-

દુરી ભર્યો સાહસ બતાવ્યો હોય તો આ પારસી વીરલો, જે તે દીનથી 'રૂસ્તમ જનરાલ' કહેવાતો આવ્યો હતો, તે હતો. વળી એ જનરાલ માટે કહેવાય છે કે તેવણે કેટલાક દીવસ મુંબઇની હાકેમી ભોગવી હતી, એટલે તેવણ **મુંબઇ ટાપુના પહેલવહેલા ગવરનર** લેખી શકાય.

એ ઉપરાંત રૂસ્તમ દોરાબની સત્તા કોટ, મજગામ, મેહમ, વરલી, ધારાવી, સીમ, સીવરી, મોરી, કેલવીમેહમ, વાંદરકર અને વાંદરકરભાઇના કોલીઓ પર ચાલતી હતી. તે સાથ એવણ અત્રેનાં બારાંમાં આવતાં-જતાં સરકારી વહાણોને નેહાવ પુરો પાડતા હતા.

**પંચાયતના અકાબર.** રૂસ્તમ દોરાબ તે વેળાની મુંબઇની પારસી પંચાયતના શરૂઆતથીજ વડા અકાબર હતા.

## પ્રકરણ ૭ મું.

# ફીરોજાબાનુંની લગ્નકથા.

"મુંબઇનો બહાર" ના ઉત્સાહી લખનાર જણાવે છે કે મજકુર રૂસ્તમજી દોરાબજી પટેલનાં ત્રણવાર લગ્ન થયલાં કહેવાય છે, તેમાં પહેલી બાયડી મરણ પામ્યા પછી તેવણ બીજી કરી લાવ્યા હતા. હયાં તુલીક પોતે અધાર ઉમરે પહોંચવા છતાં તેમની પાછળ નામ રાખનારો કોઇબી વારસ અવતર્યોજ ન હતો.

**માબાપ વટલ્યાં, પણ દીકરીઓ નહી. કહાણીફીરસા જેવાં પારસી-ઇરાની લગન.**

રૂસ્તમજીનાં ત્રીજીવારનાં લગન નવાઇ જેવાં સંજોગો વચ્ચે "ફીરોજા" નામની એક ઇરાની બાનુ સાથે થયાં હતાં. કહે છે કે આ ઇરાની બાનુ મુંબઇમાં તરતની આવેલી હતી, અને તેણીનો અત્રે આ-વવાનો સબબ એમ હતો કે ઇરાનમાં તેણીનો બાપ શીયાવક્ષ બીન દીનીયાર તથા માએ ફીરંગીજ ઘણાક જુલમ તથા હાદેસાઓને લીધે પોતાનાં ત્રણ છોકરાઓ સાથે મુસલમાન ધરમમાં

વટલી ગયાં હતાં, પણ પોતાની બે છોકરીઓને છુપી રીતે જરથોસ્તી ધરમમાંજ રાખી હતી, તે બંધેને બાપ હીંદુસ્તાન ખાતે પારસીઓની વસ્તીમાં મોકલવાની ગોઠવણ કરતો હતો, તેવામાં એક જરમન મુસાફર ત્યાં જઇ લાગો કે જેનું નામ બરાબર માલમ પડતું નથી. તે મુસાફર ઘણો ભલો માણસ હોવાથી શીયાવક્ષે તેને કાલાવાલા કરી પોતાની બંધે બેટીઓને સોંપી, અને કહ્યું કે તેણીઓને હીંદુસ્તાનમાં જયાં પારસીઓની વસ્તી હોય ત્યાં કોઇ સારાં માણસોને સોંપવી. પેલા જરમન મુસાફરે તે બેમાંની એક છોકરી સાથે પરણવાને પોતાની ઇચ્છા જણાવી, અને બીજીને મુંબઇમાં કોઇ લાયક માણસ સાથે પરણાવી આપવાને કબુલાત આપી. પેલી બંધે છોકરીઓએ તથા શીયાવક્ષે પણ આ વાત કબુલ કીધી, અને મુસલમાનોની જાલમ ચુંગાલમાં સપડાવા કરતાં એકે આ ભલા મુસાફર સાથે, તથા બીજીએ પોતાનાં માબાપથી દુર પણ ખુદ પોતાની જાતના એક જરથોસ્તી સાથે પરણવાને વધારે પસંદ કીધું, અને તેથી તેણીઓ પેલા મુસાફરની સાથે ઇરાનથી નીકળી અત્રે મુંબઇમાં આવી, જયાંથી પેલો જરમન એક છોકરીને તેની રાજીખુશીથી પોતાને દેશ લઇ ગયો, અને બીજીને અત્રે મુંબઇના એક નામીચા દુકાનદાર ભીખા બેહરાંમને જે કોઇ પારસી ગ્રહસ્થ તે છોકરી પસંદ કરે તેની સાથે પરણાવવા માટે સોંપી ગયો.

**ફીરોજાનો જન્મ.**

આ છોકરી તે આપણે ઉપર કહ્યું તે ફીરોજા હતી કે જેણીનો જન્મ રોજ ૧૫, માહ ૭, સને ૧૦૯૭ યજદજરદી (તા૰ ૨ જી મે સને ૧૭૨૮) ઇસવી ને સનીવારે થયો હતો.

**રૂસ્તમ દોરાબ સાથ ફીરોજાની શાદી.**

તે વેળા મુંબઇમાં હાલ જયાં કોટ મધે ફોર્બસ સ્ટ્રીટ છે તે ઠેકાણે જુની પોલીસવાલાં મકાન આગળ એક તલાવ હતો. ત્યાં આગળ મુંબઇના પારસીઓ સાંજને છેટે હવા ખાવા બેસતા હતા. અત્રે ભીખા બેહરાંમ ફીરોજાને કોઇ ભરથાર પસંદ કરાવવા લાવ્યા. આ જગાએ ફીરોજાએ બધા ગમ

નજર કરી કરીને રૂસ્તમજી દોરાબજી પટેલ કે જેવણુ પણુ ત્યાં બેઠેલા હતા તેવણુનો હાથ ધર્યો. રૂસ્તમજીએ જોયું કે આએ પીડા મારે ગળે કાં વળગે છે તેથી તરત તેવણ પોતાને ઘેર જતા રહ્યા, અને પેલી બાનુ ઉમેદવારે તો ત્યાં બેઠેલાઓમાંથી બીજા કોઇ ને પસંદ કરવાને ના પાડયું. બીજે દીને સાંજના વળી ભીખા બેહરામ પાછી તેણીને ત્યાં લાવ્યા પણુ તે દીને રૂસ્તમજી પટેલ ત્યાં આવેલા નહી હોવાથી તેણીએ કોઇ બીજા સાથે પરણવાને સાફ ના પાડયું, અને કહ્યું કે કાલવાળા શખ્સ સાથેજ પરણું. આ ઉપરથી સઘળાએ રૂસ્તમજી પટેલને ઘેરે ગયા અને તેવણને ઘણું સમજાવ્યું કે જ્યારે આ ઇરાની બાઇની ખુશીજ છે ત્યારે તો તમે તેણીની સાથે પરણો. રૂસ્તમજી પટેલની આગલી બંન્ને ઓરતોને પેટે કાંઇ ફરજંદ નહી થયલું હોવાથી તથા આવી રીતે તેવણ પર બધા મીત્રો તરફથી ઘણું દબાણ થયાથી તેઓ આખરે તેણીની સાથે પરણ્યા.

(મુંબઇના પહેલા પારસી પટેલોની તવારીખ, પા. ૧૪–૧૫).

**ફીરોજાબાનુની લગ્ન વખતની ઉમર.**

ફીરોજાબાનુ જ્યારે પહેલવેહલ્લી મુંબઇ આવી ત્યારે ૧૩ કે ૧૪ વરસની ખીલતી જવાંનીનાં બહારમાં ત્યાંના ખાધ–ખોરાકીની ખુબીથી જાંણે કે વીસેક વરસની હોય એવા મજબુત બાંધાની તેણી દેખાતી હતી. આ વેળા તેણીએ પસંદ કીધેલા રૂસ્તમ જનરાલની ઉંમર આસરે ૭૫ વર્ષની કહેવાતી, છતાં તેવણનો પહેલવાન રોબવંતો બાંધો જોઇ કોઇ સાધારણ માણસ તેથી તેની અરધી ઉંમર ધારી શકતો. એજ માફક ફીરોજા પણ ઇરાનની આસુદેગી ભરી આબોહવામાં ઉછરેલી હોવાથી તેણીની ઉંમર જે હતી તે કરતાં કોઇ દોઢગણી ધારી શકતું. આ કારણોને લીધે જો ઉંમરમાં ઘણો ફરક હતો તો પણ કદ અને બાંધામાં કાંઇ આ કજોડું લાગતું ન હતું અને આખરે તે કેવું સુખી નીકળ્યું અને રૂસ્તમ દોરાબને દીકરાને જન્મ આપવાની હોંશ પાર પડી તેની સમજણ મળે છે. લગન થયાં પછી થોડાજ વહેવારથી રૂસ્તમની પુર ખાત્રી થઇ કે, આ અબળા તો ખરેખરી કોઇ સારાંજ ખાનદાનની અને

ઘર રાખુ સકરમી ઓરત હતી, જે ઉપરથી દીન પ્રતીદીન મોહબત વધારીને એખલાસથી ચાહ રાખ્યો, અને ખોદાનું કરવું એવું થયું કે તે બાઇએ એકએકની પુંઠે ચુનંદા ચાર દીકરાઓને જન્મ આપીને પોતાના ભરથારનું ઉજડ ઘર વસ્તીથી ભરપુર કરી દીધું, જેમનો વંશવેળો આજસુધી ચાલુ રહી ઘણા નામાંકીત નરનારીઓની ભેટ આપણી કોમને થઇ છે. એ સઘળાઓ માતા તરફથી ઇરાની લોહી ધરાવતા હતા.

## પ્રકરણ ૮ મું.

## ફીરોજાબાનુંના દીકરાઓ.

ફીરોજાબાનુને પેટે રૂસ્તમ દોરાબથી નીચલા ચાર બેટાઓ અવતર્યા હતાઃ—

૧. કાવસજી, જેવણુનો જન્મ ય. ઝ. ૧૧૧૩ અથવા ૧૧૧૪ (ઇ. સ. ૧૭૪૪) માં થયો હતો.

૨. દોરાબજી- જન્મ ય. ઝ. ૧૧૨૩ ના બારમાં મહીનાને બીજે રોજે (ઇ. સ. ૧૭૫૪).

૩. કેખશરૂ, જેનો જન્મનો સાલ અથવા દહાડો વાર જણાયો નથી પણ તે આસરે ઇ. સ. ૧૭૫૫-૫૬) માં હોવો જોઇએ.

૪. ટેમુલજી, એમનો જન્મ ઇ. સ. ૧૭૫૭ માં થયો હતો.

એ ચારે ભાઇઓની કાર્કિર્દી ટુંકમાં હેઠળ આપીશું:—

### ૧. કાવસજી રૂસ્તમજી પટેલ.

કાવસજી રૂસ્તમજી પટેલને ઇ. સ. ૧૭૬૩ માં પોતાના બાપના મરણ પછી મુંબઇની પટેલાઇ મલી હતી. તે ઉપરાંત ઇ. સ. ૧૭૭૪ માં ઇંગ્રેજ સરકારે મરાઠા સરદાર રઘુનાથરાવ દાદાસાહેબ

પાસેથી થાણુ અને વસાઇ લીધું ત્યારે તે જીલ્લાઓને લગતાં ગામો ચરણી બંદર, મનપેશર, તુરંબુ, મડ, મરવે, મનોરી, વેસાવું, દાડાં, વાંદરા, કલીયાણી, ભીમરડી, વગેરેની પટેલાઇ પણ એવણુનેજ મળી હતી અને તે એવણુ પોતાના ભાઇ દોરાબજી સાથે ચલાવતા હતા.

ઇ. સ. ૧૭૭૦ માં એવણુને કંપની સરકારે બારકસો પુરાં પાડવાનું 'બોટ કંત્રાકટ' સોંપ્યું હતું.

(પારસી પ્રકાશ, દફતર ૧લું, પા. ૮૭).

એવોએ થાણામાં ઘણાક પારસીઓને વસાવી ત્યાં ઇ. સ. ૧૭૮૦ માં દોખમું, આતશદાદગાહની દરેહમહેર તથા નશાખાનું બંધાવ્યાં હતાં.

**મુંબઇની ફરમાસુ પેદાશ તરીકે અડધો ટન સુકા બુમલા અને અઢી કુડી છમણાની ગવરનરને ભેટ.**

ઇ. સ. ૧૭૯૫ માં તે વખતના મરહુમ ગવરનર જોનાથન ડંકનના દીકરા વેલાયત ગયા ત્યારે કાવસજી રૂસ્તમજી પટેલે અરધો ટન સુકા ફરમાસુ બુમલા અને અઢી કુડી સુકા છમણા ચાંડલા તરીકે સોગાદ મોકલ્યા હતા, અને તે ભેટ મોટા ઉપકાર તરીકે કબુલ રાખવામાં આવી હતી. (મુંબઇનો બહાર, પા. ૨૫૭–૫૮.) કાવસજી રૂસ્તમજી પટેલ ૫૫ વર્ષની ઉંમરે તા૦ ૬ ઠી ઓગસ્ટ ૧૭૯૯ ને દીને ગુજર્યા હતા.

**એવણુના ચહેરાની ખુબસુરતી.**

'મુંબઇનાં બહાર'ના બાહોશ કર્તા જણાવે છે કે:—"શેઠ કાવસજી રૂ. પટેલના ચહેરાની ખુબસુરતી વિષે ગામમાં ઘણીજ તારીફ ગવાયલી છે, અને તે ઉપરથી તેવણુના બખતે બુલંદ માતા પીરોજાબાઇએ, તેણીના આ વડા દીકરાના બદનને ઇરાંનીજ પોશાકથી એવો તો સણગારી મેલ્યો હતો કે, તે તેવોને શોભાવંતો દેખાવાથી પોતાની જીંદગીના છેડા સુધી મમસારના પહેરવેસને હરગેજ વીહલો મુકયો ન હતો. આ ગ્રહસ્થની તેજ પોશાકથી

ચીતારેલી તસવીરો તેમનાં કુટુંબીઓને ત્યાં હજી સુધી સંભાળથી સચવાઇ રહી છે. ” (મુંબઇનો બહાર, પા. ૨૫૯.)

## ૨. દોરાબજી રૂસ્તમજી પટેલ.

દોરાબજી રૂસ્તમજી પટેલ પોતાના વડા ભાઈ કાવસજી સાથે પટેલાઇના ધંધામાં પડેલા હતા. તે ઉપરાંત પોતાના ભાઇઓ વગેરે સાથે “દોરાબજી રૂસ્તમજી પટેલની કુંપની” નાં નામથી ચીન, કલકતા, પેગુ, રંગુન, ઇત્યાદિ જગાઓ પરનો વેપાર ચલાવતા હતા. ઈ. સ. ૧૭૯૩ માં તેઓ પહેલાં ચીન ખાતે ગયા હતા, અને ત્યારબાદ બીજી બે સફરો કીધી હતી. એવોના વડા ભાઈ કાવસજીના મરણબાદ એવોને ‘બોટ કંટ્રાકટ’ નો અખત્યાર મળ્યો હતો. ઇ. સ. ૧૮૦૦ માં ઇસ્ટ ઈંડીયા કંપનીનો સુરત, ભરૂચ, જંબુસર, ઈત્યાદી તરફથી રૂ, તથા કલીકોટ, કાનાનોર, ઇત્યાદી કોસ્તાઓ તરફથી લાકડાં મુંબઇનાં બારાંમાં પોંહચતાં કરવાનું કંત્રાકટ એવણને મળ્યું હતું. ઇ. સ. ૧૮૦૧ માં મજગામની ‘ગનપાઉડર ફેકટરી’ માં સઘળી ચીજો પુરી પાડવાનું કંત્રાકટ શેઠ ખરશેદજી માણેકજી શરાફ સાથે ભાગમાં એવણે રાખ્યું હતું. એવણ હસ્તક પહેલું ‘પરશોતમ’ તથા તે પછી ‘શાહ જેહાંગીર’ નામનાં બે વહાણો હતાં. એવો તા૦ ૧૩ મી ઓગષ્ટ ૧૮૦૪ ને દીને ૫૦ વરસની વયે મરણ પામ્યા હતા. (પારસી પ્રકાશ, દફતર ૧ લું પા. ૯૮).

## ૩. કેખશરૂ રૂસ્તમજી પટેલ.

કેખશરૂ રૂસ્તમજી પટેલ પોતાના વડા ભાઇઓ કાવસજી અને દોરાબજીની સાથે મુંબઇ અને થાણાંને લગતાં ગામોની પટેલાઇનાં તેમજ સરકારનાં બોટ કંટ્રાકટનાં કામોમાં શામેલ હતા. એવણ ઇંગ્રેજી ભાષા ઘણી સારી રીતે શીખેલા હતા. એવણનું મરણ તા૦ ૧૭ મી નવેમ્બર ૧૭૯૩, રોજ ૯ માહ ૨ (શે.) ૧૧૬૩ ય. ઝ. ને દીને ૩૭ વર્ષની ભરજવાન વયે નીપજ્યું હતું.

(પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૭૬).

## ૪. ટેહમુલજી રૂસ્તમજી પટેલ.

ટેમુલજી રૂસ્તમજી પટેલ પોતાના વડા ભાઇઓ તથા ભત્રીજાઓની સાથે અત્રેની પટેલાઇનાં કામોમાં પડેલા હતા. તે પછી છેલ્લાં કેટલાંક વર્ષો એકાંતપણે કાઢયાં હતાં. એવણ તા૦ ૧૩ મી ઓગષ્ટ ૧૮૨૮ ને દીને ૭૧ વર્ષની ઉંમરે ગુજર્યા હતા.

* *
*

**બુઢાપામાં જવાની.** રૂસ્તમજી દોરાબજી પટેલ આટલી મોટી પોણોસો વર્ષની ઉંમરે (ત્રીજીવાર) પરણ્યા હતા તેમને ત્યાં ચાર દીકરા થયા તે જોઇ વાંચનાર કદાચ અજબ થયા હશે પણ એક તબીબું જાણનાર કહે છે કેઃ—

"Old age in man does not in itself involve sexual incapacity. Drs. Curly and Casper have reported cases of this nature, and the latter investigator records finding living spermatozoa in a man 96 years of age! Other investigators have reported similar observations in men slightly younger." એટલે માટીડાની જાતમાં બુઢાપણું એકલુંજ કાંઇ શારીરીક અશકતીનું કારણ થઇ પડતું નથી. ડાકટરો કર્લી અને કેસપર નામના તબીબોએ આવા ઘણા દાખલાઓ જાહેર કીધા છે, અને છેલ્લાએ તો ૯૬ વર્ષના બુઢા માટીડામાં જન્મને કારણ આપનારાં જીવતા જંતુઓ મલવાની નોંધ લીધી છે. બીજા શોધકોએ પણ આથી સેજ નાની વયના માટીડાઓનો એવોજ અનુભવ જાહેર કીધો છે.

એવું જણાવવામાં આવે છે કે Old Parr નામના શખ્સને ત્યાં ૧૪૦ વર્ષની ઉંમરે દીકરો આવ્યો હતો! ૧૮૧૩ માં Brambury Peerage Case માં ઇંગ્લંડની કોર્ટે ચુકવ્યું હતું કે The law admits no age at which a man may not become a father. એટલે કાયદામાં એવું કાંઇ નથી કે એક માટીડો કોઇ પણ ઉંમરે બાપ ન થઇ શકે.

મુબઇ ખાતે અંગ્રેજ સરકારથી ઠેરવવામાં આવેલા પહેલવહેલ્લા પટેલ રૂસ્તમ દોરાબે પોતાના અમલમાં પ્રમાણીકપણાથી સઘળી જાહોજલાલી ઘણી સારી રીતે ભોગવી હતી, અને સકરમી બાઇડીને સબકતે પગલે ગાંથે દ્રવ્ય પણ સંગ્રહ કરી તેને સદા રૂડા ઉપયોગમાંજ વાપરતા હતા. એવોને ત્યાં ઘરડી વયમાં અવતરેલા દીકરાઓ માંહેલા વડા તથા બીજાને ૧૧૩૧ ના ય. ઝ. સાલમાં (ઇ. સ. ૧૭૬૨) માં પોતાના દેશી અમીરી એલકાબને જેબ મલે તેવી ધામધુમથી જ્યારે પરણાવ્યા, ત્યારે કહે છે કે તે વખતની રીતને અનુસરતો ખર્ચ કરવામાં કાંઇ કોતાઇ રાખી ન હતી; અને તેની ખુશાલીમાં જેમ મુંબઇ, તેમજ સુરત, સુમારી, મોરા, અડાજન, ડુમસ અને બીજીમોરા વગેરેના ગામોમાં ખાંડ વહેંચીને ત્યાંના ઘણાક લોકોને મેજબાનીમાં સામેલ રહેવા સારૂ નોતર્યા હતા, જ્યાં ૨૬ દીવસનો માંડવસરો લઇને તેટલા અરસામાં પોતાને ત્યાં સારી રવેસની રામસણીના રંગરાગ ગજાવી દીધા હતા. આ ખુશાલીના પ્રસંગે વરરાજાઓના બાપની વય ૯૫ વર્ષની હતી.

લગ્નની ધામધુમ.

બીજે વર્ષ રૂસ્તમ દોરાબ ૯૬ વર્ષની જઇફ ઉંમરે પુગીને રોજ ૨૭ માહ ૬ શહેનશાહી સાલ ૧૧૩૨ ય. ઝ. તા૦ ૧૨ મી એપ્રીલ ૧૭૬૩ ને દીને મરણ પામ્યા હતા. (મુંબઇનો બહાર, પાનું ૨૫૩ થી ૨૫૫, અને મુંબઇના પહેલા પારસી પટેલોની તવારીખ, કર્તા રૂ બ. પેમાસ્તર).

રૂસ્તમ દોરાબ તથા ફીરોજાબાનુનું મરણ.

રૂસ્તમ દોરાબના ધણીયાણી ફીરોજબાનું તેમની પછી ૪૫ વર્ષ રહીને (રોજ ૧૧ માહ ૬ (ક.) ૧૧૭૭ ય. ઝ.) તા૦ ૧૫ મી ફેબ્રુઆરી ૧૮૦૮ ને દીને ૮૦ વર્ષની ઉંમરે મરણ પામ્યાં હતાં.

હવે મજકુર જરમન મુસાફરને શીયાવક્ષ દીનયારે પોતાની બે બેટીઓ સોંપી હતી તેમાંની એક સાથ તે પોતે પરણી પોતાને દેશ લઇ ગયો હતો તેણીનું શું થયું તે આજસુધી જણાયું નથી.

પેલા જરમન મુસાફર અને ઇરાની બાઇનું શું થયું?

# પ્રકરણ ૯ મું.

## પટેલ ખાનદાનનાં બીજાં નામાંકીત નરનારીઓ.

### ૧. રૂસ્તમજી કાવસજી રૂસ્તમજી પટેલ.

એવણ શેઠ કાવસજી રૂસ્તમજી પટેલના બીજા દીકરા થતા હતા. એવણને ઇ. સ. ૧૮૨૫માં પોતાના વડા ભાઇ શેઠ સોરાબજીનાં મરણથી એવણના વડવાઓની પટેલાઇનો અખત્યાર મળ્યો હતો, કે જેમાં મજગામ, મેહમ, વરલી, ધારાવી, શીમ, શીવરી, મોરી તથા કેવલી મેહમના કોલીઓ પરના સરકારી કરો તેમજ કોટ, ડુંગરી, મજગામ, ગીરગામ, વાલકેશ્વર, માહલક્ષ્મી, વરલી, મેહમ, ઇત્યાદિ જગાઓની ખારની જમીનનું મેહસુલ વસુલ કરવાના હતા. એ ઉપરાંત દેશાવરો ખાતેથી નામદાર ઇસ્ટ ઇંડીયા કંપનીનો રૂ, લાંકડાં ઇત્યાદિ સામન અત્રે લાવવાને, તથા લશ્કર અને તેના અસબાબને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવ-લઇજા કરવાને માટે 'બોટો' તથા ટનેજો પુરી પાડવાને લગતું એવણના વડવાઓને મળેલું સરકારી કંત્રાકટ એવણ ચલાવતા હતા. પછવાડેથી એ બંધે સરકારી કામો જુદાં જુદાં ખાતાંઓને સપુરદ થવાથી એમનાં હાથમાંથી ગયાં હતાં.

**એવણે સ્થાપેલાં ધર્મસ્થળો.**

થાણામાં એવણનાં વડવાઓએ બંધાવેલી દરેમહેર તથા દોખમું ઘણા જુના થવાથી એવણે ત્યાં નવેસરથી આતશ આદરાનની દરેમહેર બંધાવી તે તા૦ ૮મી એપ્રીલ ૧૮૨૯ ને દીને પરહાવી હતી, તથા નવું દોખમું બંધાવી તે તા૦ ૧૫મી એપ્રીલ ૧૮૪૩ ને દીને ઇજાવ્યું હતું, અને તે પછી ૧૧ દિવસે એવણ મરણ પામ્યા હતા. "મુંબઇના ચાબુક" ના જણાવવા મુજબ "એ મરનાર જેવો પરેજગાર તેવોજ દીનદાર અને ધરમી પુરૂષ હતો. માયા મહેરબાની અને નમંતાઇ તો એની જાતી ખશલત હતી. જમાંનો પોતે એનો દોસ્ત હતો તેથી દુશમની તો એ જાણતોતોજ નહી કે કેવી

થાએચ. ગરીબ અને તવંગર એની નજર આગળ એકસરખાંજ હતાં. ગંભીર તે રૂસ્તમજી પટેલ પોતે હતો, અને ગર્વ તથા ગરૂરી તે એના કટ્ટા શત્રુ હતા". એમનું મરણ રોજ ૧ માહ ૯ (ક.) ૧૨૧૨ ય. ઝ. તા૰ ૨૭મી એપ્રીલ ૧૮૪૩ ને દીને ૬૫ વર્ષની ઉંમરે નીપજ્યું હતું.

(પારસી પ્રકાશ, દફતર ૧લું, પા. ૪૧૪).

## પટેલ ખાનદાનના ગ્રંથકારો.

પટેલ ખાનદાનમાં એક ગ્રંથકાર શેઠ કાવસજી સોરાબજી પટેલ થઇ ગયા છે જેમનું મરણ ઇ. સ. ૧૮૪૪ માં નીપજ્યું હતું. તેવણે 'ચીન દેશના હેવાલ' ને લગતું બે દફતરનું પુસ્તક રચી છપાવ્યું હતું અને તે શેઠ બમનજી હોરમજજી વાડીયાને અર્પણ કીધું હતું.

**'કાલમાન શાસ્ત્ર' નું પુસ્તક.**

વળી શેઠ કાવસજી સો. પટેલે ક્રોનોલોજી એટલે વખત-વીદ્યા (કાલમાન શાસ્ત્ર) નું પુસ્તક ઈંગ્રેજીમાં લખી વેલાત વેરથી છપાવી મંગાવી અત્રે પ્રગટ કીધું હતું.

**ખા. બા. બમનજી પટેલનું ઇરાની તોખમ.**

ખા. બા. બમનજી બહેરામજી પટેલે પોતાની ઇરાની તોખમને અનુસરી 'એહવાલે ફીરદોશી' નામના સવાસો પાનાના, તથા 'ઇરાનની મુખતેસર તવારીખ' ના પુસ્તકો છપાવી પ્રગટ કીધાં હતાં. વળી જ્યારે આપણ નાના હતા અને ફારસી ભાષાનો અભ્યાસ ચોથા ધોરણમાં શરૂ કરતા ત્યારે 'હેકાયતે લતીફ'ની જે નાનકડી ફારસી કેતાબ શીખતા, તેનાં પહેલાં પાનાં ઉપર પ્રગટ કરનાર તરીકે (ફારસીમાં) બહમનજી બહેરામજી પટેલનું નામ વાંચતા, અને છેલ્લે ઇરાન દેશની આ દેશમાં આવીને આપણી કોમની કીર્તી ચાલુ કીધી તેનો પ્રકાશ 'પારસી પ્રકાશ'નાં પહેલાં બે અતી કીંમતી મોટાં દફતરોમાં હંમેશ માટે ઝળકાવ્યો છે.

**અરદેશર તથા બાઇ દીનબાઈ પટેલ.**

મરહુમ ખા. બા. બમનજી બહેરામજી પટેલના નાધલા ભાઇ મી૰ અરદેશર અત્રેના જામે-જમશેદના લાંબો વખત સુધી સબ-એડીટર, અને થોડા મહીના સાંજ વર્તમાનના માલેક તથા અધીપતી હતા, અને તેમનાં બહેન બાઇ દીનબાઇ બહેરામજી પટેલ થાણાની અગીઆરીના એક મુતવલી તરીકે ત્યાંના ધાર્મીક કામોમાં ઉલટમંદ ભાગ લેતાં આવ્યાં છે. એ ભાઇઓ તથા બહેનના ચહેરા ઉપર ઇરાની તોખમનો છાપ કોઇપણ જોનાર પારખી શકતો.

**એજ ખાનદાનના મરહુમ મી૰ "ગુલફામ."**

વળી એક બીજા કલમકશ એજ ખાનદાનના નબીરા જેવણ પણ 'જામે-જમશેદ' સાથ દાહેકાઓ વેર જોડાયલા હતા, તે મી૰ જેહાંગીર નશરવાનજી પટેલ (ગુલફામ), રૂસ્તમ દોરાબના વડા દીકરા કાવસજીના છેલ્લા દીકરા જેહાંગીરજીના પાંચમા દીકરા નશરવાનજીના બેટા થતા હતા. તેવણે નાટકો, વારતાઓ વીગેરેના ત્રણ ડજનથી વધુ પુસ્તકો લખી પ્રગટ કીધાં હતાં. એવણ કાવસજી પટેલના મોહોલા મધેનાં બાપીકા નીચા ઓટલાવાળા ઘરમાં વરસો વેર રહયા હતા. એવણ તા. ૨૪-૮-૧૯૩૬ ને દીને ગુજર્યા હતા.

**ચીન જનાર પહેલાં બાનુ.**

આ વાત જાણવા જોગ છે કે ફીરોજાબાનુની એક નબીરી (દીકરા કાવસજીના દીકરા સોરાબજીના દીકરા કાવસજીની દીકરી) બાઇ પુતલીબાઇ પોતાના ખાવીંદ શેઠ હોરમસજી રૂસ્તમજી દાવર સાથ ઇ. સ. ૧૮૬૬ માં ચીન જનાર પહેલવહેલાં પારસી બાનું હતાં. આ અગાઉ ચીન માટેનો ધીકતો વેપાર કરનાર જરથોસ્તીઓ પોતાની જોડે પોતાનાં ધણીયાણીને લઇ જતા ન હતા, પણ શેઠ હોરમશજી રૂ. દાવરે આ રેવાજ તોડી પોતાનાં મહોરદારને ત્યાં લઇ જઇ સાતથી વધુ વરસ વેર રાખ્યાં, અને અંજાણાં દુરદરાઝ દેશ મધે પારસી બાનુઓ રહી શકે છે તે પુરવાર કરી આપ્યું હતું. ઇરાની તોખમની બાઇ પુટલીબાઈ પટેલ પછીજ પારસી બાનુઓ ચીન, શેંઘાહી અને હોંગકોંગ પોતાના ધણી સાથે જવા લાગ્યાં છે.

(મુંબઇનો બહાર, પા. ૨૭૫).

અત્રે રૂસ્તમજી દોરાબજી પટેલ ઉર્ફે રૂસ્તમ જનરાલ તથા તેમના ઇરાની તોખમના ધણીઆણી શીરીનબાનુ તથા કુટુંબનો અહેવાલ ખતમ કરીશું અને હવે ઇરાનથી એવાજ કાંઇક સંજોગો વચ્ચે અત્રે પધારેલાં બીજાં કુટુંબનાં નામાંકીત બાનુઓ તથા તેમના વશંજો ઉપર આવીશું.



# પ્રકરણ ૧૦ મું.

## પાંડે ખાનદાનમાં નાજુ ઇરાની લોહીનું દાખલ થવું.

ઇરાનથી આવેલાં ફીરોઝાબાનુ પછી ૫૨) વર્ષ રહીને એક બીજાં જરથોસ્તી બાનુ નામે **ગુલેસ્તાન બાનુ** ઇરાનથી મુંબઇ તેવાજ કહાણી કીસ્સા સમાન સંજોગો વચ્ચે આવીને પ્રખ્યાત પાંડે કુટુંબ સાથ લગ્નના ગાંઠથી જોડાયાં હતાં.

**મુંબઇમાં આવી વસેલાં પહેલાં ત્રણ પારસી ખાનદાનો.**

મુંબઇ મધે ઇ. સ. ૧૬૪૦ માં સુરતની નજદીકના સુમારી ગામથી પહેલવહેલું પારસી કુટુંબ આવીને વસ્યું હતું તે આપણે આગળ જોયું છે તેમ દોરાબજી નાનાભાઇનું હતું, જેવણના દીકરા રૂસ્તમ જનરાલને અંગ્રેજ સરકારે મુંબઇ ટાપુની પહેલવહેલી પટેલાઇ આપી હતી.

**પટેલ પછી ચીકાઘડીયાલી ખાનદાનના વડવાઓ.**

પટેલ ખાનદાનના આ વડવાઓ પછી બીજું પારસી કુટુંબ ૨૩) વર્ષ રહીને, એટલે ઇ. સ. ૧૬૬૩ માં, મુંબઇ આવી વસ્યું અને તે સોરાબજી કડવાજી નામના જરથોસ્તીનું હતું. આ ખાનદાનના નબીરાઓ "ચીકા" નામના એક ફ્રેંચ ઘડીયાલી પાસે ઇ. સ. ૧૭૨૮ માં ઘડીયાલીનો હુન્નર શિખ્યા હતા અને તેથી ચીકા ઘડીયાલી કહેવાતા.

**પાંડે ખાનદાનના વડવા.**

આ પછી જે ત્રીજું પારસી ખાનદાન મુંબઇમાં આવીને વસ્યું તે ઇ. સ. ૧૬૬૫માં ખરશેદજી પોંચાજી નામના ભરૂચથી આવેલા એક જરથોસ્તીનું હતું, જે 'પાંડે'ના નામથી પ્રખ્યાત થયલું છે.

**પાંડે અટકનું મૂળ.**

એવું કહેવાય છે કે મજકુર ખરશેદજી પોંહચાજી જયારે ભરૂચથી પગ રસ્તે મુંબઇ આવતા હતા, ત્યારે ગુજરાત તરફ મુસલમાનો અને મરાઠાઓ વચ્ચે લડાઇ ચાલતી હતી, તેમાં એવણને જાસુસ સમજી પકડીને

વલસાડની પાસેના "પાંડેરા ગઢ" નામના એક કીલ્લામાં બંધ કીધા હતા, જ્યાંથી થોડાક મહિનામાં છુટીને એવણ મુંબઇ તરફ આવ્યા હતા. આથી એવણની અટક "પાંડેરા", અને પાછળથી "પાંડે" કરીને પડી હતી. (પારસી પ્રકાશ દફતર ૧ લું પાનું ૬૨.)

## મુંબઇમાં બંધાતો કોટ.

ખરશેદજી પાંડે કેદમાંથી છુટી મુંબઇ આવ્યા, તે વેળા મુંબઇનો ટાપુ પોર્ટુગલના રાજા તરફથી અંગ્રેજી હકુમત હેઠળ તુરતનો આવેલો હતો, અને ત્યાં એક ફરતો કોટ અંગ્રેજોએ બંધાવવા માંડયો તે માટે જોઇતાં બેગારીઓ, તથા ટોપલીઓ વગેરેનો સરંજામ પુરાં પાડવા માટેનું કંત્રાકટ આ ખરશેદજી પાંડેને મળ્યું હતું. ત્યારબાદ તેવણે ભરૂચથી પોતાનાં કુટુંબને મુંબઇ બોલાવીને રાખ્યું હતું.

**બહેરામજી ખરશેદજી પાંડે**

મજકુર ખરશેદજીના દીકરા બહેરામજી નામે હતા, જેવણ પોતાના પીતા માફક યુનાઇટેડ ઇસ્ટ-ઇંડીઆ કુંપનીના પરચુટણ કંત્રાકટો લેતા હતા. આ બહેરામજી પાંડેના ત્રણ દીકરાઓ નામે ૧) ભીખાજી ૨) ખરશેદજી અને ૩) કારાભાઇ હતા.

**ભીખા બહેરામ.**

બહેરામજી પાંડેના વડા દીકરા ભીખાજી "ભીખા બહેરામ"ના નામથી તે વખતના વેપારીઓમાં જાણીતા હતા. એવણે ઇ. સ. ૧૭૨૫ થી વીલાયતી દારૂકામ તથા બીજા પરચુટણ સામનનો વેપાર કરવાનું શરૂ કીધું હતું, અને તે માટે અંગ્રેજ બજાર (હાલના મેડોઝ સ્ટ્રીટ)માં એક મોટી દુકાન કહાડી હતી. એવણને તે વખતના અંગ્રેજ અમલદારોમાં એક "પ્રમાણીક દુકાનદાર" તરીકે સારૂં માન મલતું હતું. હાલની કોટની ટેલીગ્રાફ ઓફીસની સામે (અસલની પવન-ચક્કીની પૂવે) જે જાણીતા કુવા પર સવાર-સાંજ પારસીઓ હાથ-મોઢું ધોઇ બંદગી કરે છે તે "ભીખા બહેરામનો કુવો" એવણે બંધાવ્યો હતો,

અને ત્યારથી તે "ભીખા બહેરામના કુવા" તરીકે ઓળખાય છે. એવણુ તે વખતની મુંબઇની પારસી પંચાયતના એક અકાબર હતા, અને તા. ૨૩ મી ઓગસ્ટ ૧૭૮૩ ને દીને ૮૦ વર્ષની ઉમરે ગુજર્યા હતા.

મજકુર ભીખા બહેરામના ચાર દીકરાઓ નામે ૧) લીમજી (૧૭૪૧–૧૮૦૪), ૨) પેસ્તનજી (પેશીકાકા) (૧૭૬૫–૧૮૪૭), ૩) ફરામજી (ફલાકાકા) (૧૭૭૫–૧૮૪૭), અને ૪) રૂસ્તમજી હતા. (પારસી પ્રકાશ દફતર ૧ લું પાનું ૬૩.)

## ભીખા બહેરામના દીકરાઓ.

**૧. લીમજી પાંડે.**

ભીખાજી બહેરાંમજી પાંડેના વડા દીકરા નામે લીમજી હતા, પ્રથમથીજ એવણુ પોતાના બાપની ઇંગ્રેજી સામાનની દુકાન પર રહેલા હતા, અને બાપનાં મરણ બાદ ભાઇઓની સાથે મલી "લીમજી ભીખાજીની કુંપની"ને નામે તે દુકાનનો વહીવટ એવણે ઘણો વધારી મેલ્યો હતો. એવણુ તે વેળાએ અત્રેના સર્વ ઇંગ્રેજો તથા દેશીઓમાં ઘણા જાણીતા હતા, અને તા. ૧૨ મી મે ઇ. સ. ૧૮૦૪ ને દીને ૬૩ વર્ષની ઉંમરે મરણ પામ્યા હતા. (પારસી પ્રકરણ દફતર ૧ લું પાનું ૯૮.)

શેઠ લીમજીને ત્રણ બેટાઓ નામે ૧) દાદાભાઇ, ૨) રૂસ્તમજી, ૩) ફરદુનજી હતા.

**૨. પેસ્તનજી ભીખાજી પાંડે (પેશીકાકા)**

હવે ભીખા બહેરામના બીજા દીકરા પેસ્તનજી, "**પેશીકાકા**"ના નામથી આપણા લોકોમાં જણાયલા હતા. પ્રથમમાં એવણ પોતાના વડા ભાઇ લીમજી ભીખાજીના નામથી ચાલતી બાપીકી દુકાનમાં એક ભાગ્યા હતા. તે પછી તા. ૨૭ નવેંમ્બર ૧૮૧૨ ને દીનથી તેમાંથી છુટા પડી પોતાના દીકરાઓ શેઠો ફરામરોજ અને જમશેદજીની સાથે મલી 'પેસ્તનજી ભીખાજી એન્ડ સન્સ'ને નામે પેહડી સ્થાપી વેપાર ચલાવવા માંડયો હતો. એવણ મુંબઇની આગલા વખતની

પારસી પંચાયતના એક અકાબર હતા. એવણે "દહાડાના ચોવીશ કલાકોમાંના મુકરર કલાકો પોતાના ધંધા તથા રોજગારને, અને પોતાની બંદગી તથા એબાદતને, અને પોતાનાં એશઆરામને તથા પોતાના સુવા-એસવા અને ફરવાને સર વીલયમ જોનસની માફક વહેંચી આપ્યા હતા. પંચાયત દરબારના, અને પ્રજાકારીનાં કામમાં પેશીકાકા ડા. સેમ્યુઅલ જોનસન જેહેવો સુધો, આપ-અખત્યાર અને ધુંનધી હતો." (મુંબઇનાં ચાબુક તા. ૨૧ મી માર્ચ ૧૮૪૭.) એવણ પોતાના ભાઇ ફરામજી પછી ૪૦ દીવસે તા. ૧૯ મી માર્ચ ૧૮૪૭ (રોજ ૨૩ માહ ૭ (ક.) ૧૨૧૬ ય. ઝ.) ને દીને ૮૨ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા.

(પારસી પ્રકાશ દફતર ૧ લું પાનું ૪૮૫-૮૬.)

## ૩. ફરામજી ભીખાજી પાંડે (ફલાકાકા)
## (૧૭૭૫-૧૮૪૭)

ભીખા બહેરામના ત્રીજા દીકરા ફરામજી "ફલાકાકા" તરીકે મશહુર હતા.

એમની બુશાપરની મુલાકાત.

એવણ પોતાના વડા ભાઇ લીમજી સાથ લીમજી ભીખાજીની કુંપનીને નામે પોતાના પીતાની ઇંગ્રેજ અસબાબની દુકાનમાં એક ભાગ્યા હતા. તે પછી ૧૮૧૨ માં એમાંથી ભાગ છુટો કરીને પોતાનો એકલો વેપાર ચલાવ્યો હતો, અને તે માટે ઇરાની અખાતના નામીચાં બુશાયર બંદર ખાતે જઇ આવ્યા હતા.

(પારશી પ્રકાશ દફતર ૧ લું પા.૪૮૩)

એવણ ઇરાનથી આવેલાં ગુલેરતાનબાનુ સાથ પરણ્યા હતા, જેનો જાણુવાજોગ અહેવાલ પાછળ આપીશું.



# પ્રકરણ ૧૧ મું.

## ગુલેસ્તાન બાનુની મુંબઇમાં પનોતી પધરામણી તથા તેમની ફ્રાકાકા સાથની બખ્તાવર શાદી.

———:0:———

### યઝદના બે બુઝોર્ગ ઇરાની જરથોસ્તીઓ.




જ આશરે પોણાબે સદી ઉપર ઇરાન મધેના કેરમાન શહેરમાં બે ખાનદાની જરથોસ્તી રહેવાસીઓ નામે **યજદીયાર** અને **આદરબાદ** હતા. તેઓ પોતાનો જાન માલ તથા મઝહબ અને ઇઝત પરીવારનો સંભાળ કરવા સારૂ પોતાનાં કબીલા સાથે વેશ બદલીને છુપી રીતે કેરમાનથી નાહસી યઝદ તરફ જઇ વસ્યા હતા. આદરબાદની દીકરી ગુલનાર નામનીને યજદીયારના બેટા **કયખશરૂ** સાથે પરણાવેલી હતી જેઓથી કેટલાંએક ફરઝંદો અવતર્યાં હતાં. તેમાં પહેલી છોકરી **શીરીનબાનુ** નામનીને બહેદીન રૂસ્તમ પલામર્ઝ નામના જરથોસ્તી સાથે ઇરાનમા પરણાવી હતી. હવે બીજી છોકરી **ગુલેસ્તાનબાનુ** નામનીનો દેખાવ પોતાનાં માય-બાપના ખાનદાન મુજબ રોશન દીદારનો હોવાને સબબે, દીન દુશમન પડોશી મગોલે તેણીને ઉઠાવી જવાની તદબીર રચી હતી, જેની ખબર તેના બાપ કયખશરૂ ઇઝદીયારને પડવાથી તે પોતાનાં પ્યારાં ફરઝંદને લઇ ઇ. સ. ૧૭૯૫ (ય. ઝ. ૧૧૬૪) માં યઝદથી નહાસી મુંબઇ આવ્યો હતો.

આ આગમજ આપણે જોયું છે તેમ ઇરાનીઓનો પગદંડો હીદ દેશમાં જાજો નહી હતો, અને તેવા મુસાફરોને આસરો લેવાની કેડે કશી જગ્યા પણ હતી નહી, તે સબબે પેલાં બીચારાં બાપ દીકરી "બી ઝબાન અને લા-મકાન", દરદમંદ દીલ સાથે કોટ મધે કાવસજી પટેલના ચકલા આગળ આવી ઉભાં રહયા હતાં. તેમને

પોતાનાં મનથી ખુદાએ ખાલેકને યાદ કરવા સીવાય બીજું કંઇ સુજતું નહી હતું. બાપ દીકરી એક બીજાંનું મોહડું જોઇ અંતઃકરણમાં વીચારતાં કે એક તરફ વડવાઓનું અસલ વતન અને પ્યારૂં ખેશ કુટુંબ મુકી પરદેશ આવી પડયા, ને બીજી ગમ અંજાણ્યા લોક વચ્ચે જુબાંન નહી સમજવે કેડે આસરાની જગ્યા નહી મલે. એવા અત્યંત ગજબનાં ગભરાતનાં વીચારમાં ગીરફતાર થઇ તેઓ ગમનો ગોટ પીવા લાગ્યાં. "પણ ખરૂં છે કે જયારે આલમ અને આલમનાં લોકથી આશા ભ્રષ્ટ થાય ત્યારે આલમને ઉપજાવનાર ખુદાએ ખાલેક પોતે સાયતા આપે છે", એટલે બહેસ્તનશીન શેઠ એદલજી દોરાબજી લશકરી નામનાં દીનદાર જરથોસ્તીના દીલમાં ખુદાતાલાએ એવી દયા મુકી કે તેવણે તુરત પેલા ઇરાની મુસાફર કયખશરૂ યઝદીયારને જોઇ તેની હાલત પુછી બાપ-દીકરીને પોતાને ઘેર લાવી **ગુલેસ્તાનબાનુને** પોતાનાં ફરજંદની જગે રાખી. કયખશરૂ મજકુર પોતાનાં પ્યારાં બચ્ચાંને એદલજીને હવાલે કરી, પોતે પાછો ઇરાન ગયો ને બે-ત્રણ ખેપ કરી બને તેમ છુપી રીતે પોતાની બાકી રહેલી ત્રણ બેટીઓ, નામે **નાઝબાનુ, ખોરશેદબાનુ** અને **પીરોજાબાનુને** મુંબઇ લાવી નાઝબાનુને શેઠ હોરમસજી એદલજી કામાજી સાથે, ખોરશેદબાનુને નામદાર જાવીદ નસરાબાદી (ઇરાની સાથે), અને પીરોજાબાનુને શેઠ પેસ્તનજી મહેરવાનજી મહેરહોમજી સાથ પરણાવી હતી.

(મુંબઇનો બહાર પા. ૨૮૩.)

ગુલેસ્તાનબાનુના શેઠ ફરામજી ભીખાજી પાંડે સાથના લગન.

હવે આપણ ફરામજી ભીખાજી પાંડેના લગન ગુલેસ્તાન બાનુ સાથ કેવી રીતે થયાં તે બાબદ ઉપર આવીશું.

શેઠ ભીખા બહેરામના આ ત્રીજા દીકરા 'ફલાકાકા'ના વફાદારી ભર્યા એલકાબથી પ્રજા પસંદગી પામતાં પોતાના ભાઇઓનીજ મુઆફેક છુટો રોજગાર ચલાવીને સર્વે મંડળીઓમાં સારી હોરમત મેલવતા હતા. એવણ લગભગ ૨૧ વર્ષની ઉંમરે પહોંચ્યા તેટલાં એમની પહેલીવારની ધણીઆણીથી નીચલી ત્રણ બેટીઓ જન્મી હતી:—

૧. બાઇ **આવાંબાઇ** તે શેઠ સોરાબજી કાવસજી એશબરનરના ધણીઆણી.

૨. બાઇ **હુમાબાઇ** તે શેઠ દીનશાહજી હોરમસજી પાંડેના ધણીઆણી.

૩. બાઇ **સુનાબાઇ** તે શેઠ મહેરવાનજી ભીમજી ઉમરીગરના ધણીઆણી.

ફલાકાકાની પહેલીવારની ધણીયાણી હવે ગુજર પામવાથી તેમને. વસીલો અટકી પડયો હતો. હવે એદલજી દોરાબજી લશકરી જેમને ત્યાં ગુલેસ્તાનબાનુને તેનો પીતા કયખશરૂ યઝદીયાર મુકી ગયો હતો તેમને પોતાને ત્યાં કાંઇ ફરજંદ ન હોવાથી ગુલેસ્તાનબાનુને દીકરી દાખલ પોતાને ત્યાં રાખી મજકુર જાણીતા વેપારી અને અકાબર ફરામજી ભીખાજી પાંડે (૧૭૭૫-૧૮૪૭) સાથ ઇ. સ. ૧૭૯૮ માં ગુલેસ્તાનબાનુને પરણાવી આપી હતી જે વખતે એ બાનુની ઉંમર ફકત ૧૨ વર્ષની, જયારે ફલાકાકાની ૨૩ વર્ષની હતી.

## એક નસીબવંત સંજોગ.

આ વાત જાણવા જેવી છે કે પટેલ ખાનદાનવાલાં પ્રખ્યાત ફીરોજાબાનુને ઇરાનથી એક જરમન મુસાફર મુંબઇ લાવ્યો, તેણે એ બાનુને અંગ્રેજ બજારમાં આવેલી વેલાતી સામનની દુકાનના માલીક ભીખા બહેરામ આગળ લઇ જઇ તેને હવાલે કીધી હતી, એવું જણાવીને કે તેણીને કોઇ લાયક જરથોસ્તી સાથે પરણાવવી. આની રૂએ તેણી રૂસ્તમ દોરાબની જાતે પસંદગી કરીને પરણી હતી. એજ માફક એજ (પાંડે કુટુંબવાલા) ભીખા બહેરામના ત્રીજા દીકરા ફરામજી સાથે ત્યારપછી ઇરાનથી આવેલાં બીજાં સબકતાં બાનુ ગુલેસ્તાનબાનુનાં લગ્ન શેઠ એદલજી દોરાબજી લશકરી (કે જેવણના હવાલામાં તેણી હતી) તેવણે કરી આપ્યાં હતાં.

ગુ૦ વેલાતન.

ગુલેસ્તાનબાનુ પોતે 'ગુલ વેલાતન'ના નામથી આપણા લોકમાં પોતાના વખતમાં ઘણાં જાણીતાં હતાં. મરહુમ મી. રૂ. પે. કરકર્યા મુજબ એ બાનુ ઇરાનના બહારના મુલકમાંથી આવેલાં હોવાથી "ગુલ વેલાતન" તરીકે ઓળખાતાં હતાં. આ "વેલાયત" બોલ ફારસી ભાષામાં 'પ્રાંત' માટે વપરાય છે, અને પછી "બાહેરનો પ્રાંત અને મુલક" પણ દર્શાવે છે. એ બોલ હાલ ઘણો ખરો "ઇંગલંડના મુલક" માટે વપરાય છે. પણ ખરૂં જોતાં હમારા નાકેસ વિચાર મુજબ વેલાયતનો અર્થ "વતન" થાય છે, એટલે પારસીઓનું વેલાયત તે અસલ માદર-વતન ઇરાન હોવાથી, અને આ સકરમી બાનુનું વતન પણ ઇરાન હોવાથી, તેણીની ઓળખ "ગુલ વેલાતન" પડી હતી. એજ માફક અત્રે આવી વસનાર ઇંગ્રેજો પણ પોતાના સ્વદેશને **Home** કહે, છે જે ઉપરથી આપણે એક અંગ્રેજ પોતાને દેશ પાછો ફરે છે ત્યારે "તે વેલાત ગયો" યાને તેને પોતાને **Home** સીધાર્યો એમ કહીએ છીએ.

ગુલ વેલાતનનું મીનું

ગુલેસ્તાનબાનુના પરાક્રમો બાબે લખતાં શેઠ માણેકજી લીમજી હાંતરીયા જણાવે છે કે "એવાં પરઉપકારી કાંમોનું પરથમ મંડાણ બહેસ્તબેહેરે ગુલેસ્તાંનબાંનુ એનતે કેખસરૂ ઇજદઇઆર કે જે ગુલબાઇ વેલાતનને નામે મસુર હતાં તેનાંને પનોતે પગલે કરી થાઇઉં છે, એમ કહેવામે કશુ કોઇથી ઇનકાર નહીં જવાશે. તે ગુલેસ્તાંનબાંનુની દીનદારી, દાંનેશવરી, તથા પરઉપકારી ને પારસાપણાં સાથે સખીતબે, ખુશ ખુલકી, નેક શલુકીને સબબે અકસર પારસી કોમનાં ગ્રહસ્થ બાનુ-ઓમે જયારે પોતાની વહુ-દીકરી કે ભાનેજ-ભતરીજીને આસીરવાદ દેએ છે, તો દાખલા સારૂ કહેવામાં આવે છે કે તુંને "ગુલ વેલાતન"નું મીનું હોજો. વાસતે ઉપલા હેવાલથી દરેક કોઇ જાની સકશે કે એ બાંનુનું મુબારક નામ ખરેખર દરેકને આસીરવાદ વખતે દાખલો આપવા જોગ છે."

(એઝહારે શીઆતે ઇરાન પા. ૧૬૪.)

**ફરામજી ભીખાજી પાંડે (ફલાકાકા)નું મરણ.**

ગુલેસ્તાનબાનુના ખાવીંદ ફરામજી ભીખાજી પાંડેનું મરણ રોજ ૧૩ માહ ૬ (ક.) ૧૨૧૬ ય. ઝ. (તા. ૭મી ફેબ્રુઆરી ૧૮૪૭) ને દીને ૭૩ વર્ષની વયે પોતાના કોટ મધેના ઘરમાં નીપજ્યું હતું.

**બાપની ૭૦ વર્ષની વયે ફલાકાકાનો જન્મ.**

આ વાત નોંધવા જોગ છે કે ફરામજી ભી. પાંડેનો જન્મ એવણના બાવા ભીખા બહેરામ (૧૭૦૩-૧૭૮૩) જ્યારે ૭૦ યા તેથી વધુ વરસના હતા ત્યારે થયો હતો. અને બાપ-દીકરાની બે ઓલાદોની ભેગી જીંદગી ૧૪૪ વરસની (૧૭૦૩-૧૮૪૭) જેટલી ઘણી અસાધારણ હદ સુધી લંબાઇ હતી.

**'હલકારૂ'એ લીધેલી એમનાં મરણની નોંધ.**

ફલાકાકા વીશે નામીચા લેખક નવરોજી દોરાબજી ચાનદારૂ ઉર્ફે હલકારૂ (૧૮૦૭-૧૮૫૯) એ પોતાના "મુંબઇના ચાબુક"માં નીચલું ઝમકદાર લખાણ કર્યું હતું:—

"પારસીની કોમનો એક નાંમીચો અકાબર અને કદીમ કુતુંમબનો એક બુજોરગ ગીરહશથ શેઠ ફરાંમજી ભીખાજી પાંડે લકબે ફલાકાકા ઘણા દાહાડા શુધી શખત પીડા ભોગવીને (૭૬ વરસની પાકી) ઉંમરમો આએ જુઠી જગતમોથી પોતાનો અશબાબ ઉઠાવી પોતાનાં પવીતર આતમાને શરોશ ઇજદની શોરમાં અને અશો જરથોસ્ત અશફંતમાન અનો-સેહેરવાનના રૂહુની સાથે મેલવેઓ. એ અશો મરદ પારસીનાં ટોલાંનો નામીચો અકાબર અને મુંબઇની ટાપુનો પંકાએલો વેપારી અને વખણાએલો વહેવારી હતો. તવંગરોનો ખાશ આશનાં અને ગરીબોનો મોતેબર મુરબી તે મરનાર ફલાકાકા હતો. ઇરાની પારસીઓનો ધરંમનો બાપ, અને તે રહજરતા અને રખરતા મુશાફરોની શરાહાનો સરદાર, અને તેવોનાં રખશણનો રખેવાલ અને તેઓના સુખનો સાઠી અને તેવોની દાદનો હીમાએતી તે **ફલાકાકા** હતો.

"પરેહેજગાર–ફરજ ગુજાર–પરોપકાર–બુધીવાંન–દએઆલુ–નમાનો –અશરાફ બુનીઆદ–રાસ્ત ગોફતાર–આપએખતીઆર–શુધો–સાચો– શાહુકાર–ધંનવાંન–પુતરવાંન–કબીલદાર–અઇઆશી–હીમતવાંન–શોકી–

મોજી-ધુંનખી-કાંમદાર-અને છેલું પણ ઘણુંજ થોડું-સઘલી નેકીનો દોસ્ત અને બદીનો દુશમન તે જીનતગુજીન ફલાકાકા હતો. હેનું ગુજરવુ નેક અને બરહક હતું, પણ હેની જુરાતનું નામીચુ, અને એનાં ફરજંદોનો નેક અને ખરો બાપ ને હેનાં કુટુંમબનો કવી મુરંબી અને હેનાં દોશતોનો ખેરખાહા મીત્ર અને પરજાનો મશલહતદાર આએ ધરથી પરથી પોતાનો અશબાબ ઉઠાવી અમરંગ જાહાંનમો વાશો કીધો તેથી સઘલાવોને વટવટામો પડતું પડીઉં.''

(પારસી મૃત્યુક દફ. ૧ લું પા. ૯૯.)

(ઉપર ફલાકાકાની ઉંમર ૭૬ ની ફકત અજમાશથી આપી છે, જો કે ખરી ઉંમર ૭૩ ની હતી.)

'મુંબઇનો બહાર'ના કર્તા મી. રતનજી ફ. વાચ્છા ''ફલાકાકા'' બાબે જણાવે છે કે ''આ નોધ લેનાર પોતાના અનુભવ પરમાંણે કહી રાખે છે કે, મરહુમ શેઠ ફલાકાકા પવીતરાઇમાં પુરા, સાહલેસાઇમાં સુરા, દએઆનું દરખત અને રોજીમાં બરકત પામનારા એક સુધા શેઆંણા અને સમપુરણ મનસણીના બુજોરગ ગરહસથ હતા, તે વીશેની સાખશી તે વખતના કોઇબી પુરાતમ પારસી શેહીઆઓ જે હઇઆત હશે તે સેહલથી આપી સખશે, માટે તેણાની ખુબીનુ બએઆન આટલીજ નોધથી હીંઆં ખતમ કરવાનું દુરસ્ત વીચારે છે.''

ફરાંમજી પાંડેનો ઉત્તમ ગુણ.

(પા. ૨૮૫)

એવા એક ઉત્તમ ખવાસના ગ્રહસ્થનું જોડાણ દૈવિક સંજોગોએ તેવાંજ એક ઉમદા ખવાસના ખાનદાની ઇરાની બાનુ સાથે થયું હતું.

ગુલેસ્તાનબાનુંનું મરણ તા. ૭ મી માર્ચ ૧૮૬૫ને દીને મુંબઇ મધે નીપજયું હતું.

મી. માણેકજી હાંતરીયાના જણાવવા મુજબ ''બેહેસ્તબેહરે ગુલેસ્તાંનબાંનુ આશરે ૮૦ વરસની વએ પહોંચ્યા પછી રોજ ૧૬ માહ ૭ (ક) સને ૧૨૩૪ ઇઅજદજરદીને દીને પોતાનું નેકનાંમ આ ફાની દુનીઆમે સોંપી તથા પોતાને હાથે પાલી પરવસ કરેલાં પરીવારનું ઓહોલ્લું

ગુલેસ્તાનબાનુનુ મરણ.

કુટુંબ પરઉપકારી પરીકરતીવાલું સુખ-સંપજ સાથે ભરપુર અવસ્તામે મુકી, ધણી સંતોખ ભરેલી રીતે માએની મમાઇ તથા બાપની બપાઇ કેવાએઆબાદ મીનો ગુરથમાંનમે જાઇ વાસો કરેઓ છે, તેના અસોફરોહર ઉપર દરૂદને સલામનો અધીઓ પોંહોચાડી, એ ફકરો મુખ્તેસર કરતી વેળા એજ આસીરવાદ ચાહીએ છે કે ખુદાએ ખાલેક પોતાની કામેળ કુદરતે કરી સરવે બાપોની બેટીઓને એવાં ભાએગસાળી નીવડજો."

કેખશરૂ હજદીયાર અને તેના ધણીયાણીનુ મરણ.

કયખશરૂ યજદીયાર પોતાની અત્રે આવેલી ચારે બેટીઓને ઠર પાડવા બાદ કેટલેક વખતે અત્રે ગુજર પામ્યા હતા. કયખશરૂ પછી લાંબી મુદતે તેમની ધણીયાણી ગુલનાર તે ઇરાનવાળા આદરબાદની બેટી (જેણીનું અત્રે મુંબઇ મધે કુવરબાઇ નામ હતું તેણી) પણ મરણ પામી. મી. માણેકજી લીમજી હાતરીયા લખે છે કે તેવણ આ ગુલનારને અત્રે ઓળખતા હતા, અને તેણી અશોઇ ખસલતની સારી વાકેફીઅત ધરાવતી હતી.

## પ્રકરણ ૧૨ મું.

## ગુલેસ્તાનબાનુના ફરઝંદો.

ફરામજી ભીખાજી પાંડે ને તેમના બીજાં ધણીયાણી ઇરાની ગુલેસ્તાનબાનુને પેટે નીચે જણાવેલાં પાંચ દીકરા અને ચાર દીકરીઓ મલી નવ ફરઝંદ થયાં હતાં :—

૧. શેઠ બરજોરજી ફરામજી પાંડે.

૨. ,, પેસ્તનજી ફરામજી પાંડે.

૩. ,, મહેરવાનજી ફરામજી પાંડે.

૪. ,, બેરામજી ફરામજી પાંડે.

૫. ,, દોરાબજી ફરામજી પાંડે.

૬. બાઇ ધનબાઇજી તે શેઠ દાદાભાઇ હોરમસજી કામાજીના ધણીયાણી.

૭. બાઇ દીનબાઇ તે શેઠ પેસ્તનજી બરજોરજી લાલાના ધણીયાણી.

૮. બાઇ બચુબાઇ તે શેઠ મનચહેરજી ફરામજી કોહલાના ધણીયાણી.

૯. બાઇ અભાઇજી (સાકરબાઇ) તે સર દીનશાહજી માણેકજી પીટીટ પહેલા બેરોનેટના ધણીઆણી.

એ ઉપરાંત ફરામજી ભીખાજી પાંડેની આગલી ગુજર પામેલી ધણીયાણીને પેટેની મઝકુર ત્રણ દીકરીઓ ગણતાં એમને કુલ્લે ૧૨ ફરઝંદ થયાં હતાં.

## ૧. બરજોરજી ફરામજી પાંડે. (૧૭૯૬-૧૮૪૪).

એવણ શેઠ ફરામજી ભીખાજી પાંડેના વડા દીકરા થતા હતા. એવણ પહેલવહેલાં ઇ. સ. ૧૮૨૩ માં વેપારને અર્થે ચીન ગયા હતા, જ્યાંથી થોડું કમાજ પાછા આવી, પછી શેઠો જાંગીરજી હીરજી રેડીમની તથા લક્ષમણ હરીચંદ્રજી સાથે "બરજોરજી જાહાંગીરની કુંપની"ને નામે ભાગમાં વેપાર તથા દલાલીનું કામ કરતા હતા. તે પેહડી તા. ૨૭ મી એપ્રેલ ૧૮૩૨ ને દીને બંધ કરી બીજે વર્ષે અત્રેના નામીચા હીંદુ વેપારી શા. મોતીચંદ અમીચંદના આડતીઆ તરીકે મલબાર કોસ્તા તરફ ગયા હતા. ત્યાં એવણને માઇસોરના રાજા સાથે પીછાણ થવાથી તેણે પોતાના મુલકમાં વેપાર સંબંધી કામોને માટે એમને રાખ્યા હતા, અને એવણનો તે રાજા સાથે ઘણો વગ વસીલો હતો. એવણનું મરણ પણ તા. ૧૮ મી નવેમ્બર ૧૮૪૪ ને દીને ત્યાંજ નીપજ્યું હતું.

(પા. પ્રકાશ દફ. ૧ લું પા. ૪૪૦.)

## ૨. પેસ્તનજી ફરામજી પાંડે. (૧૮૦૬-૫૩).

શેઠ ફરામજી ભીખાજી પાંડેના બીજા દીકરા. એવણ ઇ. સ. ૧૮૩૦ થી પોતાના ભાઇ શેઠ મહેરવાનજી ફરામજી પાંડે સાથે ભાગમાં

‘ પેસ્તનજી અને મહેરવાનજી ’ ને નામે ઇંગ્રેજી અસબાબ તથા દારૂ કામનો મોટો રોજગાર ચલાવતા હતા. ઇ. સ. ૧૮૪૪ માં એવણે કરાંચી, તથા તે પછી સક્કર, ફીરોજપુર, અને સીંધ હૈદરાબાદ ખાતે પોતાની દુકાનોની શાખા ઉંઘાડી હતી. એ બાદ તા. ૩૧ મી જુલાઇ ૧૮૪૫ ને દીનથી શેઠ મહેરવાનજી સાથે ભાગ છુટો કરીને પોતાના બીજા ભાઇ શેઠ બહેરામજીને સામેલ કરી ‘ પેસ્તનજી ફરામજીની કુંપની ’ને નામે રોજગાર ચાલુ કીધો હતો, અને તેમાં નુકસાન જવાથી તા. ૧૭ મી જાનેવારી ૧૮૪૮ ને દીનથી વહીવટ બંધ કરીને એકાંત જીંદગી ગુજારી હતી. એવણ ૪૭ વર્ષની ઉંમરે તા ૧૨ મી જુન ૧૮૫૩ ને દીને મરણ પામ્યા હતા. એવણના બે બેટાઓ નામે સોરાબજી અને ધનજીભાઇ હતા.

( પારસી પ્રકાશ દફ. ૧ પા. ૬૧૯. )

## ૩. મહેરવાનજી ફરામજી પાંડે (૧૮૧૨–૭૬).

એમનો બહોળો વેપાર.

એવણ ઇ. સ. ૧૮૩૦ થી પોતાના બીજા ભાઇ શેઠ પેસ્તનજી સાથે ભાગમાં “ પેસ્તનજી અને મહેરવાનજી ”ને નામે અંગ્રેજી અસબાબ તથા દારૂ કામનો મોટો વેપાર ચલાવતા હતા, અને તે પહેડીની શાખાઓ સીંધના મુખ્ય શહેરો ખાતે ઉઘાડી હતી. ૧૫ વર્ષ રહી એવણે તેમાંથી પોતાનો ભાગ છુટો કરી પોતાના હીસાબે વેપાર કરવા સાથ ઇંગ્રેજી પહેડીઓની દલાલીનું કામ પણ ચાલુ કર્યું હતું; અને ૧૮૬૩ થી પોતાના ભાઇ શેઠ દોરાબજી અને દીકરા શેઠ નશરવાનજી તથા ભત્રીજા શેઠ ધનજીભાઇ પેસ્તનજી પાંડેને ભાગ્યા કરી “ મહેરવાનજી ફરામજી પાંડે ” કંપનીના નામથી વેપાર કરતા હતા.

મીલોની એજનસી.

આ અગાઉ ૧૮૬૦ માં એવણે શેઠો દીનશાહજી અને નશરવાનજી માણેકજી પીટીટ સાથે મલીને માણેકજી પીટીટ મીલ ચલાવી હતી. અને ત્યારબાદ બીજી અનેક મીલોની એજનસી ધરાવી હતી, અને કેટલાંક રૂ દાબવાના કારખાનાઓ વગેરે સ્થાપ્યાં હતાં.

## ઇરાન દેશમાં વસનારા હમદીનોની તથા ત્યાંથી હાંદેસા મારેલા આવતા ઇરાનીઓની સેવા.

——:0:——

૧૮૩૪ માં મહેરવાનજી પાંડેએ પોતાના વડા ભાઇ બરજોરજીએ અત્રે આવેલા ઇરાનીઓની પરવરશી માટે એક ફંડ ઉભું કીધું. તેનો વહીવટ એવણની પહેડીએ તેના ઓનરરી સેક્રેટરીઓ તરીકે ૧૫ વર્ષ સુધી ચલાવ્યો, અને તે દરમ્યાન ૧૮૪૯ માં તેનું એક ટ્રસ્ટ દીડ કીધું હતું.

**ઇરાનીઓની પરવરશી માટેનું ફંડ.**

વળી ૧૮૫૫ માં **ઇરાન દેશના રહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળી** પણ મેરવાનજીની આગેવાની હેઠળ ઉભી કરવામાં આવી હતી, જેના એવણ સેવટે પ્રમુખ થયા હતા.

ઇરાન દેશના રહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળી.

૧૮૫૬ માં ઇરાન મધે યઝદની પાસે અકદા નામે ગામ આગળ પારસીઓના છેલ્લા શહેનશાહ યઝદેગર્દ શહેરીયારની બેટી **ખાતુનબાનુ** ગેબ થવાની જે જગો તરીકે ધારવામાં આવતી હતી, તે તરફ દીન મઝહબની ક્રીયા કરવાને એક મોટો ગુંબજ તથા મોટા ઓટલા એવણે બંધાવી આપ્યા હતા.

ઇરાનમાં ગુંબજ તથા હોલ.

૧૮૬૯ માં એવણ મુંબઇની પારસી પંચાયતના એક ટ્રસ્ટી નેમાયા હતા.

પંચાયતના ટ્રસ્ટી.

## કરેલવાડી ખાતેના પ્લોટો.

તા. ૯ મી માર્ચ ૧૮૬૫ ને દીને એવણના માતાજી મરહુમ બાઇ ગુલેસ્તાનબાનુના ઉઠમણામાં રૂ. એક લાખની રકમ પોતાના ધર્મખાતાંના ટ્રસ્ટીઓના સ્વાધીનમાં કરીને તે મધેથી મુંબઇ મધે તેમની નજરમાં આવે ત્યાં મોટી-મોટી જગાઓ વેચાતી લઇને તેના

ટુકડા પાડી જરથોસ્તીઓને મુદલ ભાવે વેચવા યા ભોંયભાડે આપવા, અથવા તે ઉપર ઇમારતો બંધાવીને જરથોસ્તી કુટુંબોને સસતે ભાવે વેચવા, અને તેની ખોટમાં એ ઉપલી રકમ પુરી થાય ત્યાં વેર એ કામ ચાલું રાખવા ફરમાવ્યું હતું. એ સસતાં મકાનો બાંધવાનું કામ શેર સત્તામાં થયલી ખુહારીને લીધે ચાલુ થયું નહી, છતાં એવણે કરેલવાડીના રસ્તા પર પોતે લીધેલી ખાલી જમીનોના કેટલાક ટુકડાઓ તથા કેટલીક જમીન ઉપર ફરતી ચહેલીઓ બંધાવીને, ગરીબોને સસતે ભાડે રહેવાને બની આવે માટે ઓછી કીમતે તે વેચી નાખી હતી, અને તે ખરીદનારાઓ સાથે એવી શરત કીધી હતી કે તેઓ જે મકાન બાંધે તેમાં પોતે વસે અને પારસીઓને વસાવે, તથા ભાડાંની મોટી લાલચ કરીને પરકોમનાઓને ભાડે આપે નહી. આવી રીતે એતરફની જમીન મોંઘી કીમતે લઇ સસતી વેચી નાખવાથી એવણને રૂ. ૨૫,૦૦૦ ની ખોટ ગઇ હતી.

કરેલવાડીની પાંડેની ધરમશાલા

મુંબઇમાં દેશાવરોથી કામકાજને માટે આવતા જરથોસ્તીઓને અત્રે થોડા દીવસ ઉતારો લેવાને માટે એવણે રૂ. ૧,૧૧,૪૭૪ ને ખરચે કરેલવાડીના રસ્તા ઉપર એક ધર્મશાલા બંધાવી તે પોતાના માતાજી ગુલેસ્તાનબાનુના મરણ (તા. ૭ મી માર્ચ ૧૮૬૬) ના દીને "પાંડે ધર્મશાલા" ને નામે ખુલ્લી મુકી હતી, એ ધર્મ-શાલામાં ૧૨ જુદા-જુદા ઓરડાઓ બાંધ્યા છે.

કોલાબાની સેનેટોરીયમ.

એવણે મુંબઇમાં વસનારા ગરીબ જરથોસ્તીઓને માંદગી પછી સાજા થવા માટે રૂ. ૪,૧૪,૧૧૦ ને ખરચે કોલાબા ખાતે એક પારસી સેનેટોરીયમ બંધાવીને તા. ૪ થી ડીસેમ્બર ૧૮૬૫ ઇંગ્રેજી તારીખને દીને "મહેરવાન બાગ" ના નામથી ખુલ્લું મુકયું હતું. એ મકાનમાં ૭૬ પારસી કુટુંબોના વપડાસમાં આવે એવા જુદા-જુદા ઓરડાઓ કીધા હતા.

એમની સખાવતો.

શેઠ મહેરવાનજી ફરામજી પાંડેની સખાવતો ઘણી બહોળા પ્રકારની હતી, અને તે કમમાં-કમ રૂ. ૬ લાખની ગણાતી હતી.

શેઠ મહેરવાનજી ફરામજી પાંડેનું મરણ તા. ૭ મી માર્ચ ૧૮૭૬

(રોજ ૧૯ માહ ૭ (ક) ૧૨૪૫ ય. ઝ.) ને દીને પોતાના માતાજીનાં મરણ પછી ૧૧ વર્ષ રહીને પડેલી ઇંગ્રેજી તારીખને દીવસે ૬૪ વર્ષની ઉંમરે નીપજ્યું હતું.

(પારસી પ્રકાશ દફ્. ૨ જું પા. ૫૫૬)

## ૪. બહેરાંમજી ફરાંમજી પાંડે. (૧૮૧૬-૪૭).

**હૈદ્રાબાદની આરામગાહ.**

એવણ પોતાના ભાઇઓ શેઠો પેસ્તનજી અને મહેરવાનજીની તરફથી ઇ. સ. ૧૮૪૪ માં વેપારને માટે કરાંચી ખાતે ગયા હતા. ત્યાંથી પોતાની દુકાનની શાખાઓ સક્કર, ફીરોજપુર, તથા સીંધ હૈદ્રાબાદમાં સ્થાપી હતી. છેલ્લી જગ્યાપર એવોએ આગેવાની લઇને જરથોસ્તીઓના રવાંનોને ભુમીડા કરવાની જગ્યાની આસપાસ ફરતી દેવાલ બંધાવી આપી હતી. એવણનું મરણ સીંધની પાસેના કોટરી ગામમાં ૨૮ વર્ષની નવજવાન વયે તા. ૧૫ મી ડીસેંમ્બર ૧૮૪૭ (રોજ ૧૯ માહ ૪ (ક.) ૧૨૧૭ ય. ઝ.) ને દીને નીપજ્યું હતું.

(પારસી પ્રકાશ દફ્તર ૧ લું પાનું ૪૯૯.)

## ૫. દોરાબજી ફરામજી પાંડે. (૧૮૨૮-૯૦).

ઇરાનમાં દોખમું

એવણ પ્રથમ સીંગાપોર મધે એક વેપારી પહેડીમાં હતા. તે બાદ ૧૮૬૩ થી પોતાના ભાઇની મેશરસ મહેરવાનજી ફરામજી પાંડેની કુ.માં ભાગ્યા તરીકે જોડાયા હતા. એવણ મરહુમ મહેરવાનજી પાંડેના ધર્મખાતાંના શરૂઆતથી, તેમજ નાચાર ઇરાનીઓના ફંડના ૧૮૬૭ થી, એક ટ્રસ્ટી હતા. કેરમાન મધે એવણે પોતાના માતાજી ગુલેસ્તાનબાનુના પુનને માટે રૂ. ૮,૦૭૫ ખરચી એક નવું દોખમું બંધાવીને તે તા. ૧૦ મી જુલાઇ ૧૮૬૭ ને દીને પરઠાવ્યું હતું, તથા તેની સામે એક સગડી તથા કુવો પણ બંધાવ્યો હતો.

એવણ તા. ૨૭ જુન ૧૮૯૦ (રોજ ૧૯ માહ ૧૦ (ક.) ૧૨૫૯ ય. ઝ.) ને દીને ૬૨ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા.

# પાંડે તથા પીટીટ કુટુંબોની વંશાવળી.



(રોજ ૧૯ માહ ૭ (ક) ૧૨૪૫ ય. ઝ.) ને દીને પોતાના માતાજીનાં મરણ પછી ૧૧ વર્ષ રહીને પડેલી ઇંગ્રેજી તારીખને દીવસે ૬૪ વર્ષની ઉંમરે નીપજ્યું હતું.

(પારસી પ્રકાશ દફ. ૨ જું પા. ૫૫૬)

બંધાવીને તે તા. ૧૦ મા જુલાઇ ૧૮૬૭ ના [illegible],
તથા તેની સામે એક સગડી તથા કુવો પણ બંધાવ્યો હતો.

એવણ તા. ૨ જી જુન ૧૮૯૦ (રોજ ૧૯ માહ ૧૦ (ક.) ૧૨૫૯ ય. ઝ.) ને દીને ૬૨ વર્ષની ઉંમરે ગુજર પામ્યા હતા.

એવણુના નીચલા પાંચ બેટાઓ હતાઃ—કાવસજી, ફરામજી, પેસ્તનજી, ખરશેદજી અને બરજોરજી.

(પારસી પ્રકાશ દફતર ૩ જુ પાનું ૩૩૭.)

ગુલેસ્તાનબાનુના દીકરાઓના ઉપલા હેવાલ ઉપરથી વાંચનાર જોશે કે તેઓ કેવા સાહસીક અને ધર્માતુ હતા.

કુટુંબી સાહસીકપણું. તેમના બેટાઓમાના વડા બરજોરજી ચીન અને મલબાર કોસ્ટા ઉપર વેપાર અર્થે ગયા હતા. બીજા બેટા પેસ્તનજીએ ચીન જવા ઉપરાંત સીંધ જઇ કરાંચી, સક્કર, ફીરોઝપુર અને હૈદ્રાબાદ વગેરે મઠકોએ વેપાર કીધો હતો. એજ માફક ત્રીજા દીકરા મહેરવાનજી તથા ચોથા બહેરામજી પણ સીંધના ઉપલા ભાગોમાં વેપાર કરવા ગયા હતા. અને પાંચમાં દીકરા દોરાબજીએ સીંગાપોર જઇ વેપાર કીધો હતો. ગુલેસ્તાનબાનુના ધણી ફલાકાકા પોતે ઇરાન તરફ ખુશાયર વેપાર અર્થે ગયા હતા એમ આગળ જણાવ્યું છે, તે બીના પણ અત્રે આ કુટુંબના સાહસીકપણા વીષે ધ્યાનમાં લેવાની છે.

———:0:———

## પ્રકરણ ૧૩ મું.

## ગુલેસ્તાનબાનુનાં દીકરી લેડી સાકરબાઇ (અભાઇજી.) (૧૮૨૬–૯૦).

ગુલેસ્તાનબાનુનાં સર્વથી નાધલાં દીકરી અભાઇજી તેમના પોતાના કરતાં પણ વધુ પ્રખ્યાત થયાં છે. એમના સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બેરોનેટ સાથ લગ્ન થવે સાસરેના નામ લેડી સાકરબાઇ તરીકે તેવણ અતિ જાણીતાં થયાં હતાં.

લેડી સાકરબાઇનો જન્મ રોજ ૧૩ માહ ૫ મો (ક) ય. ઝ.
**જન્મ.** ૧૧૯૬ (તા. ૧૩ મી જાનેવારી ૧૮૨૭) ને દીને થયો હતો.

એવણ ૧૧ વરસનાં હતાં ત્યારે એમનાં લગન સર દીનશાહ પીટીટ ૧ લા બેરોનેટ સાથ તા. ૨૭ મી ફેબ્રરવારી ૧૮૩૭ (રોજ ૧ લો માહ ૬ ઠો (શ.) ૧૨૦૬) ને દીને થયાં હતાં. એજ સાલમાં મરહુમ વીકટોરીયા માહરાણી ગાદી પર આવ્યાં હતાં, એટલે તેમની સોનેરી જુબીલી સાથ સર દીનશાહનાં લગનની જુબીલી ભારે ધામધુમથી થઇ હતી.

લેડી સાકરબાઇએ પોતાનું વીલ તા. ૨૯ મી સપટેમ્બર ૧૮૮૮ અને શનીવારે કીધું હતું, જેમાં નીચલી સખાવત
**વીલ મારફતે સખાવત.** હતીઃ—રૂ. ૫૦૦૦ પંચાએત હસ્તકનાં ચોપાટીનાં આંધલાં લુલાંનાં ફંડમાં, રૂ. ૫૦૦૦ નાવારસ ઇરાનીઓનાં ધર્મનાં ફંડમાં, તથા રૂ. ૫૦૦૦ જ. ન. પીટીટ પારસી ઓરફનેજમાં.

લેડી સાકરબાઇનું મરણ બુધવાર તા. ૫ મી માર્ચ ૧૮૯૦ (રોજ ૨૦ મો, માહ ૬ ઠો,-શે.-૧૨૫૯ યઝ.)ને
**મરણ.** દીને રાતનાં ૮ કલાકે નીપજ્યું હતું.

એવણે પોતાના સખી વજુદ ખાવીંદના સખાવતી કામોમાં સદા ઉતેજન આપ્યું હતું. એમના પોતાના ઉત્તમ
**એમનાં સદગુણો.** ખવાસની મેહરબાનીથી ઘણાં ગરીબ કુટુંબો તથા આગળનાં દુરનાં સગા વહાલાંઓ પળાતાં હતાં અને તેઓ સર્વ વચ્ચે એવણ પોતાના નામ પ્રમાણે મીઠાં હતા.

વળી એવો બાઇ પોતાના ધરમપર એટલાં ચુસ્ત અને પક્કા એકીનનાં હતાં કે તેવણ દરેક ધર્મી કામમાં
**ધર્મ ઉપર આસ્થા.** હાંમ બીડતાં તેમજ આતશબહેરામો વીગેરેમાં સદા સખાવત કરતાં રહેતાં, તે એટલા વેર કે સર

દીનશાહની દર સાલગ્રેહને ટાંકણે મરહુમ બાઇ પોતે પોતાની બેટીઓ સાથે આતશબેહેરામો અને દરેમેહેરમાં સેજદો કરવા જતાં, અને દર વરસે અક્કેકું રૂપાનું અફ્રગાનીઉ ખુમચો-ચીપ્યો-ચમચ સાથનો રૂ. ૪૦૦ થી વધુ કીમતનો સેટ કરી કોઇ એક ધર્મસ્થળમાં ભેટ આપતાં રહ્યાં હતાં, જેથી પોતાની હઇયાતીમાં તેવા ૪૦ ચાલીસ સેટ મુંબઇ અને દેશાવરોના આતશબેહેરામ અગીઆરીઓમાં ચહડાવી ચુકાથી ઘણીખરી દરેમેહરો પુરી કરી રહ્યાં હતાં.

લેડી સાકરબાઇના સાદા ખવાસનો એક જાણવાજોગ દાખલો

એમની સાદાઇ.

તા. ૧૨ મી માર્ચ ૧૮૯૦ ના 'જામે જમશેદ' મધે તેના જાણીતા લખનાર 'કાકા કાહાણે' આપ્યો હતો તે ધડો લેવા જોગ હોવાથી હેઠળ એજ પત્રના શબ્દોમાં આપ્યે છીયે:—

"એક દીને આ ધરમી બાઇ પોતાની બે ઘોડાની પાદશાહી રથમાં ધમધમ કરતાં મહાલક્ષ્મી તરફથી જતાં હતાં તે વેળાએ એક ગરીબ પારસી પીઠાંવાલાના મુકામ આગલ તેવણે પોતાની ગાડી ઠોબાડી તે પીઠાંવાલાની ગરીબ બાયડી, જે પોતાને ત્યાં કામે કાજે આવતી હશે અને જેની સાથ તેમને પીછાન હશે, તેણીની શખત માંદગી વીશે જાંણી તેમણે ગાડી મધેથી ખબર પુછાવી તેણીનો એક જુવાન બેટો ગાડી આગળ આવી ગરીબોનાં ધારા પ્રમાણે બે હાથ જોડી શેઠાણી બાઇની આટલી સાલેશાઇ માટે થોડો થોડો થઇને પોતાની મરવા પડેલી માતાની હકીકત કહેવા લાગો. એટલામાં સામેથી લેડી સાકરબાઇનાં બીજાં એક માતબર શહીની ગાડી ધમધમ કરતી આવી લાગી, જેમાં પોતાનાં એક માતબર શહીને બીરાજેલાં જોઇ તેમણે હસીને તેવણ તરફ ડોકું નમાવ્યું. આ બનાવ પછી થોડે દીવસે ઉપલાં શહીએ લેડી શાકરબાઇને ટપકો આપીને કહ્યું કે કે "બેન, તે દીવસે કોણ મુવા સાથે વાત કરતાં હતાં! પીઠાંવાલાઓ સાથે દોસ્તી રાખો અને રસ્તા ઉપર ગાડી ઠોબાડી વાતચીત કરો તે કાંઇ શારૂં નહો. જરા આપણો દરજ્જો જાલવવો જાઇએ!" આ સખુનો શાંભલી શદાના સાલેસ ખવાસવાલાં લેડી સાકરબાઇને કસો

ગુસ્સો લાગો નહિં, પણ તેમને આ હંકાર ભરેલા શખુનો માટે ભારે બલાપો થવા લાગો અને તેમણે ધીરજથી પોતાની શહીને એટલુંજ કહ્યું 'બેન મને ધાસ્તી લાગે છે કે તમારે માથે બરગશ્તે દાહડો બેઠોછ, નહી તો આવા હંકાર ભરેલા શખુનો કબી પણ તમને સુજ પડે નહી.' લેડી સાકરબાઇની કુદરતના ભેદને પામવાની આ તરક શાચી હતી કેમકે જુજ વખતમાં પેલી શહીની હાલત એવી થઈ પડી કે નહી બોલવાના નવ ગુણ."

**કરકસરની તારીફ.**

તા. ૭ મી માર્ચ ૧૮૯૦ ના 'ટાઇમ્સ ઓફ ઈંડિયા' એ લેડી સાકરબાઇના ઉમદા ગુણો વિષે જણાવ્યું હતું કે એવણ હંમેશ કરકસર કરવા બાબે હમદીનોને બોધ દેતાં હતાં, એટલુંજ નહી પણ પોતે કરકસરના નિયમ મુજબ ચાલતાં. તેવણ કહેતાં કે કરકસરજ ડાહપણની દીકરી, મિતાહારપણાંની બ્હેન અને ઉદારતાની માતા છે. ઉપલાં પત્રના એ વિષેના શબ્દો હેઠળ આપ્યે છીયેઃ—

"She (Lady Sakarbai Petit) possessed much practical sagacity and with financial, she blended moral, strength. Although she was literally rolling in wealth, she preached and practised economy which she said was the daughter of prudence, sister of temperance, and the mother of liberality. She advised her relations and friends to be charitable, believing, as she did, that it was only 'the open hand that was filled the fullest." (*Times of India*, 7th March 1890).

**મોટાઇથી નિરાળાં.**

'જામે જમશેદ' ના જણાવવા મુજબ "ગમે એવી આબાદ પૈસેપુર હાલત છતાં લેડી સાકરબાઇ મોટાઇ તથા ચઢીયાતાપણું શું છે તે જાણતાંજ ન હતાં. તેવણ સદાનાં સાદાં હતાં. ગમે એવાં ગરીબની સાથબી સરખીજ રીતે વરતતાં અને ગરીબના દુખમાં ભાગ લેવાને તથા પોતાથી બનતો હિસ્સો આપવા અપાવવાને સદા તઇયાર રેહતાં."

આગળ ચાલતાં એજ પત્ર પુછે છે, "કોણુને વ્હાલી માતા બહુ પ્યારી હોતી નથી? બેન સાકરબાઇએ પોતાના માતાના પુનને ખાતર ઇરાનીઓની ધરમશાળા માટે તેમજ ઇરાનના જરથોસ્તીઓની હાલત સુધારવા માટે હજારોની રકમો વખતે વખત આપી અપાવી છે."

ઉઠમણું. લેડી સાકરબાઇના ઉઠમણાંમાં તેમના પુનને સારૂં તેમણાં ધણી સર દીનશાહ પીટીટે રૂ. ૩૬ હજાર તથા બેશીઓએ મળી એકંદર રૂ. સવા લાખની સખાવત કીધી હતી જે મધેથી રૂ. ૪૬૫૦૦ મુંબઇની પારસી પચાએતનાં જુદાં જુદાં ફંડોમાં આપવામાં આવ્યા હતા.

અત્રેની પરેલ ખાતેની એમનાં નામની **જાનવરોની હોસ્પીટલ** તથા ઇરાનીઓના તેમજ પારસી પંચાયતના ફંડોને એમનો વારંવાર ટેકો હતો. પોતાની વૃધ્ધ વય છતાં છેલ્લાં બે વર્ષ લાગત પોતાના ખાવંદની સાથે ઠેઠ કલકતા સુધીની મુસાફરી એવણે કીધી હતી.

તેમનું બસ્ટ. લેડી સાકરબાઇનું બસ્ટ એમના નામની ઉપલી જાનવરોની હાસ્પીટલ ખાતે જાહેર ઉઘરાણાથી મુકવામાં આવ્યું છે.[1]

જરથોસ્તી ધર્મને લગતું એકબી ફંડ, એકબી દોખમું, યા અગીયારી, યા ધંબાર વગેરેનું ફંડ એમની મદદ વગર રહયું નથી. એમનાં માતાજી ઇરાની તોખમનાં હોવાથી એવણની દીલસોઝી ખાસ કરીને ગરીબ ઇરાનીઓ તરફ ઘણી હતી, અને ગુલેસ્તાનબાનુના પુનને ખાતર ઇરાનીઓની ધર્મશાળા માટે તેમજ ઇરાનના જરથોસ્તીઓની હાલત સુધારવા માટે હજારોની રકમો વખતો વખત અપાવી હતી.

(પારસી પ્રકાશ દફતર ૩ જું પાનું ૩૨૯.)

---

૧ આ બાબત કર્તાની કેતાબ 'અહેવાલે ખાનદાને દાદીશેઠ'ના પા. ૩૨૨-૩૨૬ માંથી થોડક ફેરફાર સાથ લીધી છે.

લેડી સાકરબાઇને પેટે ૬ દીકરાઓ અને ૮ દીકરીઓ થયા હતાં, જેમનાં નામો નીચે મુજબ છે:—

૧. શેઠ કાવશજી દીનશાહ પીટીટ.
૨. શેઠ ફરામજી દીનશાહ પીટીટ.
૩. શેઠ ધનજીભાઇ દીનશાહ પીટીટ.
૪. શેઠ સોરાબજી દીનશાહ પીટીટ.
૫. શેઠ ફરદુનજી દીનશાહ પીટીટ.
૬. શેઠ બહમનજી દીનશાહ પીટીટ.
૭. બાઇ બીખાઇજી દાદી દાદીશેઠ.
૮. બાઇ નવાજબાઇ પીરોજશાહ મહેરવાનજી જીજીભાઇ.
૯. બાઇ રતનબાઇ ફરામજી દોરાબજી પાંડે.
૧૦. બાઇ હમાબાઇ ફરામજી રૂસ્તમજી કામા.
૧૧. બાઇ હીરાંબાઇ જમશેદજી નશરવાનજી પીટીટ.
૧૨. બાઇ માણેકબાઇ પીરોજશાહ બહમનજી જીજીભાઇ.
૧૩. બાઇ બચુબાઇ મહેરવાનજી સોહરાબજી જમશેદજી.
૧૪. બાઇ ગુલબાઇ રૂસ્તમજી નાનાભાઇ બહેરામજી જીજીભાઇ.

( જુવો વંશાવલી )



## પ્રકરણ ૧૪ મું.

## ગુલેસ્તાનબાનુનાં બ્હેનો.

ગુલેસ્તાનબાનુનાં ચાર બ્હેનો હતાં, જેમનાં નામો અમે આગળ આપી ગયા છીએ. હવે તેઓને લગતી ટુંક વિગતો હેઠળ આપીશું:-

### શીરીનબાનું રૂસ્તમ આગા.

ઇરાનથી આવેલા કયેખશરૂ યઝદયારના વડાં બેટી શીરીનબાનુ

**શીરીનબાનુ રૂસ્તમ પલામર્ઝ આગા.** ઇરાનમાંજ રહીને ત્યાંના જરથોસ્તી રૂસ્તમ ફ્રોબોક્ષ (ફ્રોબખ્શ–ફ્રોબર્ગ–પલામર્ઝ) આગાને પરણ્યાં હતાં. શીરીનબાનુના પીતા કયખશરૂ ગુલેસ્તાનબાનુને ઇરાનથી અત્રે લાવવા બાદ પાછા ઇરાન જઇને શીરીનબાનુને પણ અત્રે લાવ્યા હતા.

**ફ્રોબર્ગ નામની ઉત્પતી.** શીરીનબાનુના કુટુંબમાં 'ફ્રોબર્ગ' નામ આવે છે તે નામ અસલ કયાની પહેલવાન 'ફરીબોર્ઝ' પરથી અપભ્રંશ થયુ હોય એમ ધારવામાં આવે છે.

મજકુર રૂસ્તમ ફ્રોબખ્શ ઇરાનથી મુંબઇ આવ્યા બાદ ફક્ત ૧૧) માસમાં મરણ પામ્યા હતા. એવણુની સાથે એવણુના જમાઇ શેઠ ખોદાદાદ બેહરામ (શેઠો બરજોરજી તથા અસપંદીઆર ખોદાદાદ ઇરાનીના પીતા) પણ અત્રે આવ્યા હતા.

(પારસી પ્રકાશ દફ્તર બીજું પા. ૨૧૧.)

**એમના ફરઝંદો.** શીરીનબાનુને નીચલાં ફરઝંદો થયાં હતાં:—

૧. જમશેદજી.
૨. ખશરૂભાઇ. (ખરશેદજી)
૩. રતનબાઇ ખોદાદાદ ઇરાની.
૪. મીઠીબાઇ કાવસજી ગાંધી.
૫. શેહરયારજી.

## મી. જમશેદજી રૂસ્તમજી ઇરાની (આગા.)

શેઠ જમશેદજી રૂસ્તમજી ઇરાનીનો જન્મ ઇરાનમાં થયો હતો; અને ત્યાંથી ઇ. સ. ૧૮૨૪માં અત્રે આવ્યા પછી થોડીજ મુદતમાં શેઠ બરજોરજી ફરામજી પાંડે સાથે પહેલવહેલા ચીન ગયા હતા, અને ત્યાંના વેપારનો ઘણોક અનુભવ મેલવીને ઇ. સ. ૧૮૪૦ માં શેઠો બહમનજી અને પેસ્તનજી ફરામજી કામાની કુંપનીમાં ભાગ્યા થયા હતા. એ પછી તે પેહડી મેશરસ પી. એન્ડ ડી. એફ. કામાની કુંપનીમાં

બદલાઈ ગઇ હતી, જેના એવણુ સેવટ સુધી ભાગ્યા હતા. એવણે ઇ. સ. ૧૮૨૪ થી તે ૧૮૫૪ સુધી ચીનની અનેક સફરો કરી હતી, અને ત્યાંના વેપારીઓમાં એવણુ મોટો વગ-વસીલો ધરાવતા હતા.

(પારસી પ્રકાશ દફતર ૨ જું પાનું ૨૧૧.)

## ચીનનો અફીણનો વેપાર, તેની ઉપર આવેલી તવાઇ.

મી. જમશેદજી ચીન મધે મુંબઇના વેપારીઓના આડત્યા તરીકે ગયા હતા, અને ત્યાં તે વેળા અફીણનો મોટો વેપાર ચલાવતા હતા. અત્રેથી અફીણ ચીન તરફ રવાના થતું હતું તે વેચી આપણા પારસીઓ મોટી દોલત મેળવતા હતા.

ઇ૦ સ૦ ૧૮૩૯ ના સાલમાં ચીનની સરકારે પોતાની રૈયતમાં અફીણનો વેપાર બંધ કરવાનો મજબુત ઠરાવ કીધો હતો અને તે માટે પોતાના લીન નામના એક ઉમરાવને પુર અખત્યાર આપીને હાઇ કમીશનર ઠેરવી પેકીનથી કંતાન તરફ મોકલ્યો હતો. તે કમીશનરે પોતાના આવ્યા આગમજ ગુપ્ત રહીને બાહેર દેશાવરના વેપારીઓના અફીણના ધંધા સંબંધી તે લોકોનાં નામ, નીશાન તથા વહીવટ સુધાંની વાકેફગારી મેલવ્યા બાદ, તા૦ ૧૦ મી માર્ચ ૧૮૩૯ ને દીને કંતાન ખાતે આવી એક સખ્ત ઢંઢેરો બાહેરવાલા વેપારીઓ ઉપર કાઢયો, અને તેમાં તેણે પોતાને હસ્તક કંતાનનાં દરીયામાં જેટલું અફીણ હોય તે સઘળું બાળી નાખવા માટે ઉપલા હાઇ કમીશનર લીનને સ્વાધીન કરવાને, અને હવેથી અફીણનો વેપાર ચીનમાં નહી કરવાને એક લખત કરી આપવાની માંગણી કીધી હતી. આ ઢંઢેરો "હોંગ મરચંટો" એ કંતાનની ચેમબર ઓફ કોમર્સના અધીકારીઓને બોલાવીને તેમની હજુરમાં વાંચી સંભળાવ્યો હતો. આ ઉપરથી ચેમબરના સભાસદો જેમાં ઇંગ્રેજી, અમેરીકન, ડચ વિગેરે પરદેશી વેપારીઓની સાથે પારસીઓ પણ હાજર હતા, તેઓએ તે મીજલસમાં એવું ઠેરવ્યું કે "હોંગ મરચંટો" ઉપર એક

એ વેપાર ઉપર આવી પડેલી ધાડ.



મરહુમ શેઠ જમશેદજી રૂસ્તમજી ઇરાની ( આગા ) અને એમના
સૌથી નાના દીકરા જહાંગીર.

શેઠ બરજોર આગા અને પાર્ટી યઝદની મુલાકાતે (૧૯૩૨) ઇરાની લેબાસમાં.



મી. કયખુશરો અ. ફીટર : મી. બરજોર સો. આગા : મીસીસ જરબાનુ બ. આગા : મી. જમશેદ બરજોર આગા.

કાગજ લખીને જણાવવું કે પરદેશી વેપારીઓના સ્વાધીનમાં અત્રે તથા દરિયામાં જે અફીણ છે તે કાંઇ તેમનો પોતાનો માલ નથી, પણ મુંબઇ અને વેલાતવાલા વેપારીઓનો છે, કે જેમની તરફથી તેઓ તો માત્ર આડત ચલાવે છે, માટે એ બાબેનો પકકો વિચાર તથા બંદોબસ્ત તેમના સાથે કરીને જવાબ વાલશે. એ ઉપરાંત મજકુર વેપારીઓએ એક અરજી હાઇ કમીશનર લીન જોગ કરીને તેમાં કબુલાત લખી કે તેઓ હવે પછી અફીણનો વેપાર ચીનના દેશો સાથે કરશે નહી, પણ તેમના સ્વાધીનનું એટલું અફીણ તેમના બાહેરગામવાલા આડત્યાઓનું હોવાથી તેઓ તે ચીનના સત્તાવાલાઓને એ કામ હવાલે કરવાનો જોખમ પોતાને માથે લઇ શકતા નથી, માટે તેઓ દરેકની કોમના મુખ્ય આગેવાનોને બોલાવી તેઓ સાથે એ બાબેના બંદોબસ્ત કરવા.

(પા. પ્ર. દફ. ૧ લું પા. ૩૪૦).

## જમશેદજી રૂસ્તમજી ઇરાની (આગા) નું અરજીમાં જોડાવું.

આ અરજી ઉપર વીશ પારસી વેપારીઓની સહી હતી તેઓમાં એક મી. જમશેદજી રૂસ્તમજી ઇરાનીની પણ હતી.

વેપારીઓને નઝરકેદ.

આવી અરજી છતાં પેલા લીને સંદેશા ચલાવવાનું મુકી દઇ નદીના કિનારા બાહેર કેટલીક મનવારો લાવીને તથા કીનારા ઉપર તંબુઓ નાખી કેટલુંક લશ્કર ભેગું કર્યું, અને પછી કુલે પચરંગી પરદેશી વેપારીઓ જેઓની સંખ્યા આશરે હઠીસોથી વધુ હતી, તેઓની આસપાસ લશ્કર ગોઠવીને સઘળાઓને નઝરકેદ કીધા.

નઝરકેદીઓમાં કેટલાક પારસીઓ.

આ નઝરકેદ પડેલા પરદેશી વેપારીઓમા ૪૦) થી વધુ પારસીઓ હતા જેઓમાં બનાજી, પટેલ, મોદી, બીસ્ની, બાટલીબોઇ, શેઠના, રાણા, પાંડે, તબાક, મહેતા, મામા, ચીનાઇ, શરાફ વિગરે હતા, તેઓ મધ્યે 'મુંબઇનો બહાર' ના પાછળથી કર્તા મી.

રતનજી ફરામજી વાછા સાથ મી. બરજોર આગાના બપાવા શેઠ જમશેદજી રૂસ્તમજી ઇરાની પણ હતા.

બાળી નંખાવેલું અફીણ.

એ દરમ્યાન તુરતજ ઘટતા ઉપાયો લેવાને ઇંગ્રેજી વેપારખાતાંનાં વડાએ ચીનાઇ સરકાર સાથે સંદેશા ચલાવ્યા, પણ તેનો કાંઇજ સાર નહિ નીપજ્યો, જેથી તેણે ઇંગ્રેજ વેપારીઓના બાબે ઈંગ્લંડની રાણી તરફથી પોતે જોખમ લઇ બ્રીટીશ વાવટાના વેપારીઓ પાસથી પોતાના સ્વાધીનમાં જેટલું અફીણ હતું તે સઘળું ચીનાઇ સત્તાવાલાઓને હવાલે કીધું, અને તેઓએ ઇંગ્રેજી અમલદારોની નઝર આગળ તે કુલે અફીણ બાળી નાંખ્યું.

એ અફીણની કીંમત.

એ બાળી નાખેલાં અફીણની વીશ હજાર ઉપર પેટી હતી જેની કીંમત રૂ. ત્રણ કરોડની અંકાતી હતી.

હોંગકોંગ જઇ વસ્યું.

આ ઉપરથી ચીનના સર્વ પરદેશી વેપારીઓએ એવો ઠરાવ કીધો કે તેઓએ ચીનાઇ સરકાર સાથ કશા સંદેશા ચલાવવા બંધાવું નહી. આ પછી ચીનાઇ સરકારે મનવારો દુર કરી વેપારીઓને કંતાન છોડી જવાનો હુકમ કીધો, જેથી તેઓ પોર્ચુગીઝોને તાબેના મકાઉ શહેરમાં જઇ ત્યાંથી ઇંગ્રેજી તાબાના વહાણોમાં ચઢી હોંગકોંગ જઇ વસ્યા.

ચીન સાથની ઇંગ્રેજ સરકારની લડાઇ-તેથી હોંગકોંગનું બારૂ આપણને મળવું.

આ પછી બ્રીટીશ વાવટાને આવી રીતે અપમાન થવાથી ચીનાઇ અને ઇંગ્રેજી સરકારો વચ્ચે લડાઇ ઉભી થઇ, જેમાં આખરે બ્રીટીશોની ફતેહ થઇ, જેના કોલકરારોની ખુબીથી ચીનાઇ સરકારે જે અફીણ બાળી નાંખેલુ હતું તેનો બદલો ભરી આપ્યો, અને હોંગકોંગનું બારૂ અને ટાપુ ઇંગ્રેજોએ સ્વાધીન લીધાં અને કેટલાક ચોનાઇ મુલકોમાં વેપારની બંધી હતી ત્યાં વેપાર ખોલ્યો.

(પારસી પ્રકાશ, દફતર ૧ લું, પા. ૩૪૦-૩૪૨).

આ વું પરીણામ ચીનના અફીણના વેપારની એ કરારે થયલી બંધીનું આવ્યું તેમાં પારસી વેપારીઓને જબરો માર પડયો. તેઓ કંતાનથી ઉઠાંગરી કરી મકાઉ થઇ હોંગકોંગનાં બારાંમાં જઇ વસ્યા, પણ અફીણના વેપારમાં જે દોલત મલતી તે સદાની બંધ પડી. કંતાનના પચરંગી વેપારીઓ સાથ લડતમાં જોડાયલાઓ મધે મી. જમશેદજી રૂસ્તમજી ઇરાની (આગા) એ પણ સામેલ થઇ અરજીઓ કરવા અને નઝરકેદમાં રહેવાને હિમત બતાવીને મુંબઇના જે વેપારીના તેવણ આડત્યા હતા તેમના લાભો જાતીભોગે સંભાળ્યા હતા.

પરીણામ—મી. જમશેદજી રૂ. ઇરાની (આગા) એ આપેલા ભોગ.

મી. જમશેદજી પોતાના માસીના દીકરી (ગુલેસ્તાનબાનુંનાં બેન પીરોજબાનુંનાં દીકરી) બાઇ જરબાઇ પેસ્તનજી મહેરહોમજીને પરણ્યા હતા.

લગન.

મી. જમશેદજી તા. ૧૨ મી ડીસેમ્બર ૧૮૬૬ (રોજ ૨૧ માહ ૪ (ક.) ૧૨૩૬ યઝદેજરદી) ને દીને ૫૬ વર્ષની ઉંમરે મરણ પામ્યા હતા. ઇ. સ. ૧૮૬૪ માં કદમી દસ્તુર માટે નીભાવ ફંડ નીકળ્યું તેમાં એવણે રૂ. ૩૦૦ ની રકમ ભરી હતી. વળી ઇ. સ. ૧૮૬૬ માં જાણીતા અવસ્તા સ્કોલર પ્રો. ડોકટર મારટીન હાઉગની કદરશનાસીનાં ફંડમાં એવણે પોતાનો હીસ્સો આપ્યો હતો.

મરણ.

(પારસી પ્રકાશ, દફતર ૨જુ પાનું ૯૦, ૧૮૦, ૨૧૧.)

એવણ મી. બરજોર સોહરાબશાહ આગાના બપાવા થતા હતા. શેઠ જમશેદજી આગા અને તેઓના વડા બેટાઓ ચીન તરફ વેપાર કરતા હતા.

## ખરશેદજી અને શહેર્યારજી રૂસ્તમ ઇરાની.

રૂસ્તમ ફરોબખશના બીજા દીકરાઓ નામે શેઠો ખરશેદજી અને શહેરયારજી હતા, જેઓ પણ પોતાના ભાઇ જમશેદજી સાથે પ્રથમમાં, અને પાછળથી પોતાના હીસાબે, ચીનનો વેપાર કરતા હતા, અને બંનેએ ત્યાંની ઘણીક સફરો કીધી હતી.

# જમશેદજી રૂસ્તમજી આગાના ફરજંદો.

મી. બરજોર સોહરાબશાહ આગાના બપાવાને નીચલાં સાત ફરજંદો થયાં હતાં:—

૧. બાઇ દીનબાઇ જેવણ બોમાસ ખોદાદાદ ઇરાની (આગા) સાથે પરણ્યાં હતાં.

૨. રૂસ્તમજી જેવણ સાકરવહુ બેહરામજી પાંડે (ગુલેસ્તાનબાનુના દીકરા બેહરામજીના દીકરી) સાથે પરણ્યા હતા.

૩. પેસ્તનજી જેમને એક પછી એક નીચલી ત્રણ ધણ્યાણીઓ હતી:—

(ક) બાઇ ગુલબાઇ ખરશેદજી બુમલા, એવણનાં મરણ બાદ
(ખ) બાઇ કુવરબાઇ હીરજીભાઇ પટેલ, અને આ છેલ્લાંનાં મરણ બાદ
(ગ) બાઇ નવાજબાઇ જમશેદજી બુમલા.

૪. ફરામરોજ જેમને એક પછી એક નીચલી બે ધણ્યાણીઓ થઇ હતી:—

(ક) બાઇ જાઇજી હોરમસજી સ્કુવાલા, અને એવણનાં મરણ બાદ
(ખ) બાઇ માણેકબાઇ શાપુરજી નારીગેલવાલા.

૫. બાઇ બચુબાઇ જેવણ ખરશેદજી પેસ્તનજી ઇરાની (આગા) સાથે પરણ્યાં હતા.

૬. સોહરાબશાહ, જેવણ સુનામાય નસરવાનજી ચાંદાભાઇ સાથે પરણ્યા હતા.

૭. જહાંગીર જેમને નીચલી બે ધણ્યાણીઓ થઇ હતી:—

(ક) પીરોજબાઇ બેહરામજી કામા, જેવણ ગુલેસ્તાનબાનુનાં બ્હેન નવાજબાનુના દીકરા બેહરામજીના દીકરી થતાં હતાં. અને તેવણના મરણ બાદ
(ખ) રતનબાઇ (મહેરબાઇ) ખરસેદજી પારખ.



મરહુમ શેઠ સોહરાબશાહ જમશેદજી આગા.

મરણ: તા. ૭-૨-૧૯૨૪.]



મરહુમ બાઇ સુનામાય સોહરાબશાહ આગા.

મરણ: તા. ૫-૬-૧૯૦૬.]

# સોહરાબશાહ જમશેદજી આગા.

સોહરાબશાહ જમશેદજી રૂ. આગા અત્રેની કોટની જુની ફેરબ્સ આઇસ ફેકટરીમાં નોકરીએ હતા, અને તા. ૭ મી ફેબરવારી ૧૯૨૪ (રોજ ૩૦ માહ ૬ (ક.) ૧૨૯૩ ય. ઝ.) ને દીને ૭૨ વર્ષની ઉંમરે ગુજર્યા હતા. એવણને નીચલાં ફરઝંદો થયાં હતાં:—

૧. બાઇ ધનમાય તે ફરેદુન બોમાસ આગાના ધણીઆણી.

૨. બરજોર (આર્કીટેકટ) જેવણ મી. જહાંગીર ખરશેદજી ઘડીઆલીના વડાં દીકરી બાઇ જરબાઇ સાથે પરણ્યા છે.

૩. દીનયાર જેવણ પ્રથમ બાઇ માણેકબાઇ ખરશેદજી સુનાવાલા સાથે પરણ્યા હતા, અને તેવણનાં મરણ બાદ બાઇ મેહેરબાનુ મેહેરવાનજી આગાને પરણ્યા છે.

૪. બાઇ બચુબાઇ તે મીનોચહેર જહાંગીર ઇરાનીના ધણીઆણી.

૫. કેખશરૂ જેવણ ગુલબાઇ કેખશરૂ ઉમરીગર સાથે પરણ્યા છે.

૬. બાઇ પરીન તે જમશેદ જહાંગીર ઇરાનીના ધણીઆણી.

૭. બાઇ તેહમીના તે અરદેશર નવરોજી ગીલડરના ધણીઆણી.

શેઠ સોરાબશાહ જમશેદજી ઇરાની (આગા) ના ધણીયાણી બાઇ સુનામાય, જેમનો જન્મ સુરત મધે થયો હતો, તેવણ તા. ૫ મી જુન ૧૯૦૬ (રોજ ૨૫ માહ ૧૦ (ક.) ૧૨૭૫ ય. ઝ.) ને દીને મુંબઇ મધે ૪૮ વર્ષની ઉંમરે ગુજર્યાં હતાં.



# પ્રકરણ ૧૫ મું.

## મી૦ બરજોર સોરાબશાહ જમશેદજી આગાની જીંદગીનું ટુંક વૃતાંત.

ગુલેસ્તાનબાનુનાં વડાં બહેન શીરીનબાનુના નબીરા મી૦ બરજોર સોરાબશાહ જમશેદ રૂસ્તમ ફ્રેબોક્ષ (આગા) નો

જન્મ. જન્મ તા૦ ૨૯ મી નવેમ્બર ૧૮૭૯ (રોજ ૧૧, માહ ૪ કદમી ૧૨૪૯ ય. ઝ.) ને દીને મુંબઇમાં થયો હતો.

એવણે અત્રેની મરહુમ શેઠ હોરમસજી જહાંગીર તાલ્યારખાનની "એમ્બે પ્રોપ્રાયટરી હાઇ સ્કુલ" મધે કેળવણી

કેળવણી. લઈ, મેટ્રીકયુલેટ થઇને એલફીન્સ્ટન કોલેજમાં જોડાઇને પ્રીવીયસની પરીક્ષા પસાર કર્યા પછી પુનાની "કોલેજ ઓફ સાયન્સ" માં જોડાયા હતા.

એવણે ૧૯૦૨ ની આખેરીએ લેવાયલી મુંબઇ યુનીવર્સીટીની

એલ. સી. ઇ. એલ. સી. ઇ. ની પરીક્ષા પસાર કરી હતી.

ત્યારબાદ એવણ પ્રથમ મુંબઇ મ્યુનીસીપાલીટીમાં ધરોના

મ્યુનીસીપલ નોકરી. તથા રસ્તાઓના ઇન્સ્પેકટર તરીકે નોકરીએ રહ્યા હતા.

## મેસર્સ શાપુરજી એન. ચાંદાભાઇની કું.

આ પછી એવણ આર્કીટેકટસ, સીવીલ એનજીનીઅર્સ અને આગથી થતી નુકસાનીનો અડસટો કરનારાઓ મેસર્સ શાપુરજી એન. ચાંદાભાઇની કું૦માં જોડાયા હતા. આગલી પેહેડી ૧૮૬૮ માં એવણુના મમાવા મરહુમ શેઠ નશરવાનજી ચાંદાભાઇ, જેવણ મુંબઇમાં પેહેલા ધંધો કરનાર (practising) પારસી સીવીલ એનજીનીયર હતા, તેવણે સ્થાપી હતી. આ પેહેડીમાં ૧૮૮૦ માં તેવણુના વડા બેટા શેઠ શાપુરજી

મી. અરજેતર આગા અને તેમનું કુટુંબ.



મીસીસ શીરીન જમશેદ, મી. જમશેદ, મીસીસ જરબાનુ અરજેતર, મા. બેહરામ, મી. અરજેતર, મી. રૂસ્તમ, મીસીસ ગુલ રૂસ્તમ.

ઇરાન્યન વીમેન્સ એડયુકેશનલ ફંડ કમિટી (મુંબઇ) મુંબઈની એકઝીકયુટીવ કમિટીનાં મેમ્બરો (૧૯૩૦—૪૦)



બેઠેલાઃ— (ડાબી બાજુથી) મી. બરજોર સો. જ. આગા, ડૉ. ફરીદુન કે. દાદાચાનજી, સર હોરમસજી કા. દીનશાહ, મી. પશોતન ડૉ. મારકર, મી વીકાજી અ. તારાપોરવાલા, મી. ખુરશેદજી લીમજી.

ઉભેલાઃ— (ડાબી બાજુથી) મી. કયખુસરો અ. રીટર, મી ફીરોઝ. સો. ગઝદર, મી. સોહરાબ વ્હાડીઆ, મી. દીનશાહ ન. પાત્રી.

જોડાયા હતા. શાપુરજી પાછળથી લંડનના એફ. આર. આઇ. બી. એ. (ફેલો ઓફ ધી રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ બ્રીટીશ આર્કીટેકટસ), એમ. એસ. એ. (મેમ્બર ઓફ ધી સોસાયટી ઓફ આર્કીટેકટસ), અને એમ. એસ. ઇ. (મેમ્બર ઓફ ધી સોસાયટી ઓફ એનજીનીયરસ) થયા હતા. મુંબઇમાં પારસી પ્રેકટીસીંગ આર્કીટેકટોમાં તેવણુ પહેલવેહલા એફ. આર. આઇ. બી. એ. હતા.

મુંબઇની હોર્નબી રોડની સર બેહેરામજી જીજીભાઇ વાલી એલીસ બીલ્ડીંગ, ફોર્ટની એપોલો સ્ટ્રીટની ગ્રેટ વેસ્ટર્ન હોટલ વાલી નવી બીલ્ડીંગ, ખંબાલા હીલની ફરામજી પીટીટ પારસી સેનીટેરીયમ, અને રાજપીપલા રાજ્યની હોસ્પીટલના કામો આરકીટેકટ તરીકે મી૦ શાપુરજીને હસ્તક થયાં હતાં. મી૦ બરજોર આગા એ પેહેડીમાં ૧૯૦૭માં જોડાયા હતા, અને ત્યારપછી ૧૯૨૦ માં મી૦ શાપુરજી ગુજર પામવાથી મી૦ બરજોર એ પેહેડીના એકલા માલેક થઇ એ પેહેડીને ઘણી ધીકતી હાલતમાં મેલી છે.

## મી. બરજોર આગાએ આર્કીટેકટ તરીકે મેળવેલી ઉંચી પદવીઓ વીગેરે.

ઈ૦ સ૦ ૧૯૧૨ માં મી. બરજોરને રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ બ્રિટીશ આર્કીટેકટસ (લંડન) ના લાઇસેનશીયેટ, અને સોસાયટી ઓફ આર્કીટેકટસ (લંડન) ના મેમ્બર તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા.

૧૯૨૨ માં એવણ ફેલો ઓફ ધી સોસાયટી ઓફ આર્કીટેકટસ (લંડન) નેમાયા હતા જેનાં એવણ પહેલા હીંદી ફેલો હતા.

એજ વરસમાં એઓને ઇન્સ્ટીટયુશન ઓફ સ્ટ્રકચરલ એન્જીનીયર્સ (લંડન) ના મેમ્બર, અને ૧૯૨૪ માં ઇન્સ્ટીટયુશન ઓફ એન્જીનીયર્સ (ઇન્ડયા) ના મેમ્બર બનાવવામાં આવ્યા હતા.

૧૯૨૫ માં એમને રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ બ્રીટીશ આર્કીટેકટસ (લંડન) ના ફેલો નેમવામાં આવ્યા હતા.

૧૯૨૮ માં એવણને ઈન્ડયન ઇન્સ્ટીટયુટ ઓફ આર્કીટેકટસના ફેલો, અને બોમ્બે એન્જીનીયરીંગ કોંગ્રેસના મેમ્બર નેમવામાં આવ્યા હતા.

૧૯૨૯ થી એમને આર. આઇ. બી. એ. એક્ષામીનેશન બોર્ડ ઇન ઇન્ડયાના મેમ્બર, ઓનરરી સેક્રેટરી અને ખજાનચી નેમવામાં આવ્યા છે. તેમજ એજ બોર્ડ તરફથી હિંદમાં લેવાતી એ. આર. આઇ. બી. એ. ની ફાઇનલ (છેલ્લી) અને સ્પેશ્યલ-ફાઇનલ પરીક્ષાના પરીક્ષક તરીકે ૧૯૩૨ થી હજી સુધી ચાલુ છે. પરીક્ષક તરીકે એવણ પહેલવેહલા અને એકલા પારસી છે. આ બોર્ડ ઉપર પહેલાં કેટલાક વરસો સુધી એવણની નેમણુંક ઇન્ડયન ઇન્સ્ટીટયુટ ઓફ આર્કીટેકટસની કાઉન્સીલ મારફતે થતી હતી, ત્યાર બાદ તે લંડનની આર. આઇ. બી. એ. કાઉન્સીલ તરફથી થતી આવી છે.

૧૯૩૧-૩૨ માં એવણને સર્વાનુમતે ઇન્ડયન ઇન્સ્ટીટયુટ ઓફ આર્કીટેકટસ, જે લંડનની રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ બ્રિટીશ આર્કીટેકટસ સાથે જોડાયલી (affiliated) છે, તેના પ્રેસીડંટ નેમવામાં આવ્યા હતા. આ માન મેળવનાર એવણ પહેલા હીંદીવાન અને પારસી છે. વલી એજ સાલોમાં એવણની લંડનની રોયલ ઇન્સ્ટીટયુટ ઓફ બ્રિટીશ આર્કીટેકટસની કાઉન્સીલપર નેમણુંક થઇ હતી. આ માન મેળવનાર પણ એવણ પહેલવહેલા હીંદીવાન અને પારસી છે.

૧૯૩૫ માં એમને ઈન્સ્ટીટયુટ ઓફ એન્જીનીયર્સ (ઇન્ડયા) ના મુંબઇ સેન્ટરના સર્વાનુમતે ચેરમેન નેમવામાં આવ્યા હતા. ખાનગી પ્રેકટીસ કરનાર આર્કીટેકટ તરીકે આ માન મેળવનાર એઓ પહેલવહેલાજ હતા. વળી એજ સાલમાં એવણને એ ઇન્સ્ટીટયુટના વાઇસ-પ્રેસીડંટ નેમવામાં આવ્યા હતા. આ મંડળને કીંગ-એમ્પરર તરફથી રોયલ ચારટર ગ્રાંન્ટ કરવામાં આવ્યો હતો, કે જે માન મેળવનાર આ પહેલવેહલુંજ હીંદી મંડળ છે.

## જુદા જુદા મંડળો સાથનો સંબંધ.

૧૯૨૧ થી મા. બરજોર અત્રેની ઝોરાસ્ટ્રીયન બીલ્ડીંગ સોસાયટી લી૦ના ડીરેકટર છે.

૧૯૨૬ માં એવણુ બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ પારસી છોકરીઓની ઓરફનેજની મેનેજીંગ કમીટીમાં નેમાયા હતા અને ત્યારથી ચાલુ છે.

૧૯૨૭ થી એવણુ પારસી સેંટ્રલ એસોશીએશન કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટી લી. ની મેનેજીંગ કમીટીના સભાસદ છે.

૧૯૨૮ માં દેવલાલીની ડૉ. બહાદુરજી સેનેટોરીયમની મેનેજીંગ કમીટીમાં ચુંટાયા હતા અને ત્યારથી ચાલુ છે.

૧૯૩૧ ના સાલથી ઝોરાસ્ટ્રીયન બીલ્ડીંગ ફંડના ટ્રસ્ટી તરીકે ચાલુ છે.

૧૯૩૨ થી બાઇ નવાજબાઇ મુલ્લાં સ્કુલના ટ્રસ્ટી તરીકે હજી સુધી ચાલુ છે.

૧૯૩૩ થી ધી ઇરાન્યન વીમેન્સ એડયુકેશનલ ફંદ કમિટી (મુંબઇ) હસ્તકની બાઇ રતનબાઇ તાતા (બામજી) અનોશીરવાન દાદગર ગર્લ્સ હાઇસ્કુલ, તેહરાનની મુંબઇની એકઝીક્યુટીવ કમિટીના મી. બરજોર આગા એક સભાસદ છે.

૧૯૩૩ થી હજી સુધી ઇરાન લીગની મેનેજીંગ કમીટીના મેમ્બર તરીકે ચાલુ છે.

૧૯૩૫ માં એઓને (મરહુમ) નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમાંની સીલ્વર જુબીલી ફંડ કમીટીના મેમ્બર તરીકે ચુંટવામાં આવ્યા હતા.

૧૯૩૭ થી દાદર પારસી કોલોની મધેની જહાંગીર બરજોરજી વાચ્છા સ્કુલ બોર્ડના મેમ્બર તરીકે ચાલુ છે.

૧૯૩૯ થી ઇરાની જરથોસ્તી અંજુમનના વાઇસ-પ્રેસીડંટ તરીકે ચુંટાયા છે.

એજ સાલમાં આર. એચ. પાટક ઇન્ડસ્ટ્રીયલ ટ્રસ્ટના એક ટ્રસ્ટી તરીકે એમની નેમણુંક થઇ છે.

વળી મી૦ બરજોર આગાએ આર્કીટેકટ તરીકે મુંબઇની આશરે ૧૫) મીલોની ઇમારતોનાં ધરખમ વધારા કરી આપ્યા છે. ૧૯૨૫ માં અમદાવાદના આશરે ૫૦) મીલ માલેકોએ એમને પોતાની મીલોની ઇમારતોની તપાસ કરીને રીપોર્ટ કરવાને નેમ્યા હતા, જે રીપોર્ટો સરકાર સનમુખ મેળાતાં ઘણા વજનદાર ગણાયા હતા. મુંબઇની મીલ ઓનર્સ એસોશીએશન તરફથી ૧૯૨૮-૨૯ મા મુંબઇની મ્યુનીસીપાલીટી સાથે મીલોની રેટેબલ વેલ્યુ નક્કી કરવા માટે એમની સેવાનો લાભ લેવામાં આવ્યો હતો.

એવણુને અનેક કોર્ટોએ પોતાની સનમુખના મુકદમામાં લવાદ, અમ્પાયર અથવા કમીશનર નેમ્યા હતા, અને એજ માફક કેટલાક ખાનગી ગ્રહસ્થોએ પણ એમને એવુંજ જોખમદાર કામ સોંપ્યું હતું અને હજી પણ ઉપર જણાવ્યા મુજબ કામો સોંપાય છે.

મરહુમ સર દીનશાહ માણેકજી પીટીટ (બીજા બેરોનેટ) ટ્રસ્ટ સેટલમેન્ટના ટ્રસ્ટીઓના તથા સર રતન તાતા ચેરીટીના ટ્રસ્ટીઓના એવણુ આર્કીટેકટ છે.

## જાહેર સંસ્થાઓ માટે ઇમારતો.

એવણે આર્કીટેકટ તરીકે કેટલીક જાહેર સંસ્થાઓ માટે ઇમારતોના કામો કીધાં છે. જેવાં કે વેસ્ટર્ન ઇન્ડયા ટર્ફ કલબ માટે મુંબઇ અને પુનાના રેસ કોર્સ પરના કામો, શેઠ ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ બીલ્ડીંગ, સ્ટોક એકસચેંજ બીલ્ડીંગ, મારવાડી વીદ્યાલય, શેઠ મંચેરજી કામા અથોરનાન ઇન્સ્ટીટયુટ વીગેરે.

ગ્વાલીઅર રાજ્યમાં બાંધકામ.

મી. બરજોરે ગ્વાલીઅરના મહારાજા માટે એક પોલીટિકનીક ઇન્સ્ટીટયુટ જે ચારસો ફીટ લાંબી છે તે ઇમારતના આર્કીટેકટ તરીકે ગ્વાલીઅરમાં બાંધી છે. એવણે એ રાજ્ય માટે સેક્રેટરીએટ, સ્કુલ, હોસ્પીટલ, વીગેરેના દીઝાઇન કીધા છે.

એ રાજ્યના કામકાજ માટે ૧૯૧૭ થી ૧૯૨૫ સુધી એમની પેહેડીએ ગ્વાલીઅરમાં એક બ્રાંચ ઓફીસ સ્થાપી ચલાવી હતી.

વળી એવણે માહારાણી સાહેબા ગજરારાણી સીંધ્યા માટે સાંકળી (ગોઆ) મધે વીટોબા દેહેરાંનું કામ આર્કીટેકટ તરીકે કીધું છે.

એવણે રાજપીપલા રાજ્ય મધે ત્યાંના રાજાના મહેલનું એક્ષટેનશન (વધારો) કરવા ઉપરાંત ત્યાં નવો ગેસ્ટ હાઉસ અને નવી સ્કુલ બીલ્ડીંગના તથા યુવરાજ સાહેબ માટેના રહેવાના મકાનના કામો આર્કીટેકટ તરીકે કીધાં છે.

રાજપીપલા રાજ્યમાં બાંધકામો.

હાલમાં રાજપીપલા સ્ટેટમાં રાજપીપલા ખાતે એક નવો મોટો મહેલ જે "ઇન્દ્રજીત પદમની મેહેલ" તરીકે ઓળખાશે તેનું કામ એવણના હાથમાં આર્કીટેકટ તરીકે લગભગ પુરૂં થવા આવ્યું છે.

દેવગઢબારીઆ રાજ્યમાં બાંધકામ.

એજ માફક એવણે દેવગઢ બારીઆ રાજ્ય મધે મહેલ સેક્રેટરીએટ તથા સ્કુલની ઇમારતોના દીઝાઇન કરી આપ્યા છે.

એવણે મુંબઇ અને દેશાવરોના સંખ્યાબંધ ધર્મખાતાંઓના આર્કીટેકટ તરીકે સેવા બજાવી છે અને તે ધર્મખાતાંઓને ધંધાદારી ફી સંબંધમાં ઘણી મોટી રકમોનો બચાવ કરી આપ્યો છે, જેવાં કે બાઇ આવાંબાઇ ફરામજી પીટીટ પારસી ગર્લ્ઝ ઓરફનેજ (વાંદરા), બાઇ શીરીનબાઇ કામા કોન્વેલેસંટ હોમ (વાંદરા), ઝોરાસ્ટ્રીયન બીલ્ડીંગ સોસાયટી લી., ઝોરાસ્ટ્રીયન બીલ્ડીંગ ફંદ, ઝોરાસ્ટ્રીયન એસોશીએશન, સર રતન તાતા ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટીટયુટનો વધારો વીગેરે.

હાલમાં તારદેવ મધે સર કાવસજી જહાંગીર કોલોનીમાં સર રતન તાતાની સખાવતી બીલ્ડીંગો એવણના દીઝાઇન અને દેખરેખ હેઠળ બંધાય છે, જેમાં બધાં મલી ૨૫૦ ગરીબ પારસી કુટુંબો વસવાત કરી શકશે.

એવણની ખાનગી પ્રેકટીસમાં કીધેલાં ઇમારતોનાં બાંધકામની કીંમતનો જુમલે સરવાલો આશરે ત્રણ કરોડ રૂપ્યાનો થાય છે.

સને ૧૯૨૮ માં એમને નામદાર સરકાર તરફથી મુંબઇના એક સુલેહના અમલદાર (જે. પી.) નેમવામાં આવ્યા હતા.

સરકારી માન.

# ઇરાનની મુસાફરી.

૧૯૩૨ ના સાલમાં ઇરાનના નામદાર શહેનશાહ રેઝાશાહ પેહેલવી તરફથી જાણીતા કવી ડૉ. રવીંદ્રનાથ ટાગોર (કલકત્તાના શાંતીનીકેતનવાલા) અને મરહુમ મી. દીનશાહ જીજીભાઇ ઇરાની, સોલીસીટરને દરબારનું ખાસ આમંત્રણ થયું હતું, જે વેળા નીચલી પાર્ટી ઇરાન ગઈ હતીઃ—

મી. દીનશાહ જીજીભાઇ ઇરાની.
મીસીસ મીઠીબાઇ દીનશાહ ઇરાની.
મીસ જરબાનુ જીજીભાઇ ઇરાની, (મી. દીનશાહના બેન).
ડૉ. સોહરાબ જમશેદજી મેહેરહોમજી.
મી. રૂસ્તમ પેસ્તનજી મસાની.
મી. બરજોર સોહરાબશાહ જમશેદ આગા,
મીસીસ જરબાનુ બરજોર આગા.
મી. જમશેદ બરજોર આગા.
મી. કયખુશરો અર્દેશીર ફીટર (ઇરાન લીગના સેક્રેટરી).

મી. બરજોર તેમના ધણીઆણી જરબાનુ, તથા બેટા જમશેદ તથા મી. કયખુશરો ફીટર ઇસ્ફાહાનને માર્ગે તા. ૨૨-૪-૧૯૩૨ ને દીને યઝદ શહેરની મુલાકાતે ગયાં હતાં. એ પાર્ટીને યઝદની અંજુમનના એક અકાબર અરબાબ રૂસ્તમે પોતાના કુશાદે ગાહમ્બારખાનાના મકાનમાં ઉતારો આપ્યો હતો, જ્યાં વીજળીની બતીની પહેલવહેલી સગવડ થઇ હતી. તેમની પરોણાગત ખરાં જીગરથી કરવામાં આવી હતી. મી. બરજોર તરફથી પોતાના કદીમ વતન શહેર, જ્યાં તેમના બપાવા અગાઉ વસ્તા હતા, તેની મુલાકાત લેતાં ભારે હરખ પેદા થયો હતો, અને તેમણે તેની શુક્રગુજારીમાં એક જશન કીધું હતું. તેમણે યઝદના ધાર્મિક મકાનો, સ્કુલો વિગેરેની મુલાકાત લીધી હતી, અને ત્યાંના હમદીનોની સ્થિતી બાબે પુછપરછ કરીને પુરતી માહીતગારી મેલવી સર રતન તાતા ડીસ્પેન્સરી, કયખોસરો સ્કુલ, શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકરની છોકરા તથા

છોકરીઓની સ્કુલ, છોકરાઓની ઓરફનેજ, જેહાંગીર ઇન્ડસ્ટ્રીયલ હોમ. વિગેરે ખાતાંઓના કારેબાર માટે સંતોષ જાહેર કર્યો હતો.

આ પરોણાઓના માનમાં યઝદનાં ઝરથોસ્તી બાનુંઓનું મંડળ, જે પાક ઝરથોસ્તી દીનનું શિક્ષણ ઉધરતી ઓલાદને આપવાનું વખાણવા લાયક કાર્ય બજાવે છે, તેના તરફથી એક ખાસ મેળાવડો તા. ૨૬-૪-૩૨ ને દીને કરવામાં આવ્યો હતો, જેનું પ્રમુખપદ બૂઝોર્ગ અરબાબ રૂસ્તમને આપવામાં આવ્યું હતું. આ બાનુઓ તરફથી યઝદ પધારેલાં માનવંત પરોણાઓને મુબારકબાદી આપનારૂ તથા સફલ સફર ઇચ્છનારૂં એક માનપત્ર આપવામાં આવ્યું હતું તથા આ મંડળને નીભાવવા માટે "ઇરાન લીગ" તથા "ઇરાની જરથોસ્તી અનજુમન" જે ચાલુ મદદ મોકલે છે, તે ચાલુ રાખવાની અરજ ગુજારી હતી. પરોણાઓ તરફથી મી. બરજોરે મંડળી તથા અંજુમનનો આભાર માનીને, મંડળના ફંદમાં એક રકમ ભરી હતી. ઇરાન લીગના સેક્રેટરી મી. પીટરે ઉધરતી ઓલાદમાં મરહુમ શેઠ માણેકજી હાતરીયાની યાદ સદા જાગૃત રાખવાની અને પાક દીન ઉપર ઓસ્તવાર રહેવાની બાળકોને નસીહત દીધી હતી. યઝદમાં નવું આતશબેહરામનું મકાન બાંધવાની ભારે જરૂર હતી, તે માટેની કેટલીક જગ્યાઓ મી. બરજોરને ખાસ બતાવવામાં આવી હતી, જેમાંની એક જગ્યા તેમણે પસંદ કરી હતી. મારકર ઓરફનેજ તથા સ્કુલનાં છોકરાંઓનો એક મેળાવડો મી. બરજોરના માનમાં કરવામાં આવ્યો હતો, જેમાં છોકરાઓએ ડ્રીલ તથા કસરતોના પ્રયોગો કર્યા હતા. તા. ૨૮-૪-૩૨ ને દીને મી. બરજોર અને પાર્ટી યઝદ છોડીને ઇસ્ફાહાન ગઇ હતી.

એ ઉપરાંત મી. બરજોર અને કુટુંબે અલબુર્ઝ પહાડથી કારપીયન સમૂદ્ર સુધીની લાંબી મુસાફરીઓ કરી હતી, કે જેમ પાર્ટીનાં બીજાંઓએ કરી ન હતી.

મી. બરજોર અને કુટુંબે ઇરાનમાં નીચલાં મથકોની મુલાકાત લીધી હતીઃ—બુશાયર બંદર, શીરાઝ, પર્સીપોલીસ (તખ્તે જમશીદ) ઇસ્ફાહાન, યઝદ, તેહરાન, કઝવીન, રેસ્ત, બંદર પેહેલવી, ખોરામાબાદ સાલેહ આબાદ, દીઝપુલ, આવાઝ, અને મોહમેરા યાને ખોરમ શહેર બંદર

એ રીતે ઇરાનની મુસાફરી મોટરમાં લગભગ ૨૦૦૦ માઇલની મી. બરજોર અને કુટુંબે કરી હતી. હાલ જે સુંદર રસ્તાઓ ત્યાં બંધાયલા છે, તે જેઓ ૧૯૩૨ માં ગયા તે વેળાએ હસ્તીમાં ન હતા અને તેથી વારંવાર મુસાફરીમાં ભારે અડચણો ખમવી પડતી હતી, છતાં બાઇ જરબાનુએ તે સર્વે મુશ્કેલીઓ ઘણી સહનસીલતા અને મોટાં મનથી ખમી હતી, જે એક ધ્યાન ખેંચનારી બીના હતી.

કવી રવીંદ્રનાથ ટાગોર સાથ મી. દીનશાહ ઇરાની તથા તેઓનું કુટુંબ આખાં ઇરાન મધે ઇરાની સરકારના મેહમાન તરીકે ફર્યાં હતાં.

મી. બરજોર તથા પાર્ટીના શખ્સો—બાઇ જરબાનુ, મી. રૂસ્તમ મસાની, મી. જમશેદ આગા તથા મી. કયખુશરો ફ્રીટર, જેટલી મુદત તેહરાનમાં રહ્યાં હતાં તેટલી મુદત સુધી ઇરાની સરકારના મહેમાન બન્યાં હતાં, કે જેવું માન ઘણા થોડાઓજ મેલવવાને ભાગ્યવાન થયા હોય.

## ઇરાનના શહેનશાહની મુલાકાતે.

તા. ૨જી મે ૧૯૩૨ ને દીને આ પાર્ટીમાંના નીચલા ગ્રહસ્થો નામદાર રેઝાશાહ પેહેલવીની મુલાકાતે તેહરાનનાં તેમના મેહેલમાં ગયા હતા:—

મી. દીનશાહ જીજીભાઇ ઇરાની,
મી. રૂસ્તમ પેસ્તનજી મસાની,
મી. બરજોર સોહરાબશાહ જમશેદ આગા,
ડૉ. સોહરાબ જમશેદ મેહેરહોમજી,
મી. કયખુશરો અર્દેશીર ફ્રીટર,
ઉપરાંત, ઑ. અરબાબ કયખુશરો શાહરોખ,
(ઇરાનના ઝરથોસ્તીઓના વડા)

આ ડેપ્યુટેશનના સાહેબોની ઓળખાણ ઑ. અરબાબ કયખુશરો શાહરોખે કરાવ્યા બાદ, મુંબઇની ઇરાની જરથોસ્તી અનજુમન તરફનું માનપત્ર તથા કાસકેટ નામદાર શાહને લાયક માનથી પીશકશ કરવામાં આવ્યું હતું.

આ પાર્ટી પોતા સાથે ઇરાનના નામદાર શાહની ઓઇલ પેન્ટ તસ્વીર જે મી. મંચેરજી ફકીરજી પીઠાવાલાએ તૈયાર કરી હતી, તે

હિંદના પારસીઓની વટી લઇ ગઇ હતી અને તે ઇરાન લીગ તરફથી નામદાર શાહને ભેટ કરી હતી, જે તે નામદારે ખુશીથી સ્વીકારી હતી.

નામદાર શાહે ઉપલાં માનપત્રનો ઘણો દીલસોજીભર્યો જવાબ ફારસીમાં વાલ્યો હતો, જેનો તરજુમો અરબાબ કયખુસરો શાહરોખે કર્યો હતો જે નીચે મુજબ હતોઃ—

"You Parsis are as much the children of this soil as any other Iranis, and so you are as much entitled to have your proper share in its development as any other nationals. We estimate Our Empire's resources to be even greater than those of America, and in tapping them you can take your proper part. We do not want you to come all bag and baggage; just wait a little and watch. If you find the proposition beneficial both to yourselves and to this land, then do come and We shall greet you with open arms, as We might Our dear brothers and sisters.

"Iran is still a virgin country, having all the resources of her development intact within her . ............... The Parsis, who are the sons of this holy soil, and who possess means and power to work these schemes, should see their way to return to this land and be engaged in the service of their ancient motherland and thereby benefit themselves...

" Iran is a vast country pregnant with many advantages and fresh fields waiting for development. We suggest that the Parsis who are still sons of Iran though separated from her, should look upon this country of to-day as their own, and differentiate it from its immediate past, and strive to derive benefit from her developments, especially when they are sure to work their way through......" (H. I. M. REZA SHAH. 2-5-32.)

## નામદાર રેઝાશાહનો જવાબ.

આ માનપત્રનો નામદાર રેઝાશાહનો જવાબ (ગુજરાતીમાં) નીચે મુજબ હતો:—

"તમે પારસીઓ આ ધર્તીનાં બીજા ઈરાનીઓ જેવાંજ બચ્ચાં છેઓ અને તેથી એ સર ઝમીનની ખીલવણીમાં તેના બીજા વતનીઓની માફક તમારો વાજબી હીસ્સો લેવાનો તમોને હક છે. અમારી શહેનશાહતનાં સાંધનો અમેરીકાના કરતા વધુ મોટાં છે એમ અમો ધાર્યે છીએ, અને તમો તે સાધનોનો લાભ લેવાને વાજબી ભાગ લઇ શકો. અમે કાંઇ તમોને હિંદ મધેનો તમારો સર્વ સરસામાન ઉઠાવીને અત્રે આવવા માગતા નથી; જરા થોઓ અને આસપાસ નજર નાખો, અને જો આ બાબદ તમો પોતાને અને આ સર ઝમીન બંનેને લાભકારી દીસે તો તમો જરૂર આવો અને અમો જેમ અમારા વ્હાલા ભાઇબેહનોને આવકાર આપ્યે તેમ તમોને ખુલ્લાં દીલથી આવકાર આપીશું.

"ઇરાન હજી એક વગર ખેડાયલો દેશ છે કે જેની ખીલવણીનાં સર્વ સાંધનો તેમાં સાબુત છે...પારસીઓ કે જેઓ આ પવિત્ર સર ઝમીનનાં બેટાઓ છે અને જેઓ આ યોજનાઓ અમલમાં મૂકવાને પુરતા શકિતમાન છે, તેઓ અત્રે પાછા ફરવાનો વિચાર કરીને તેમની અસલ માતૃભૂમીની સેવામાં રોકાઇ પોતાનો લાભ મેળવી શકશે.

"ઇરાન એક બોહોળો દેશ છે કે જેમાં ઘણા ફાયદાઓ સમાયલા છે અને જેની ખીલવણી માટે હજી પણ નવાં બોહળાં ખેતરો રહ્યાં છે. અમે એવી સૂચના કર્યે છીએ કે પારસીઓ કે જેઓ ઇરાનથી છુટા પડેલા છે, છતાં તેઓ આ દેશનાં ફરઝંદો છે માટે તેઓએ આજનાં આ દેશને પોતાનાં તરીકે લેખવો જોઇએ અને તેને તેનાં નઝદીકના ભુતકાળની હાલતથી જુદો પાડી તેની ખીલવણીમાંથી લાભ મેળવવાની કોશેશ કરવી જોઇએ–ખાસ કરીને જ્યારે તેમાં તેઓ ફાવશે એવી ખાતરી મલે છે".

## 'નેશાને એલમી'નો ખેતાબ.

તા. ૧૨ મી મે ૧૯૩૨ ને દીને તેહરાનની લીટરરી સોસાયટીના મેમ્બરોએ કવી ડો. રબીન્દ્રનાથ ટાગોર અને મુંબઇની ઇરાની અં-

જુમનના પ્રેસીડન્ટ મી. દીનશાહ જીજીભાઇ ઇરાનીને આવકારે દેવાનો મેળાવડો કર્યો હતો. આ પ્રસંગે નામદાર રેઝાશાહના હુકમથી આ બંન્ને વિદ્વાનોને "નેશાને એલમી" ના પહેલા વર્ગના માનવંતો ખેતાબ એનાયત કરવામાં આવ્યો હતો"—(જામે જમશેદ, તા. ૨ જી જુન ૧૯૩૨.)

મી. દીનશાહ ઇરાની, મી. મસાની, તથા મી. બરજોર આગાની આખી પાર્ટી મુંબઇ આવ્યા બાદ, "ઇરાન લીગ" ના સરનશીન અને કોમના અકાબર સર હોરમસજી કાવસજી દીનશાહ એદનવાલા-નાઇટે તા. ૬ થી જુલાઇ ૧૯૩૨ ના દીને તેમનાં માનમાં એક વગવાલો "એટ હોમ" નો મોટો મેળાવડો પોતાના તારદેવ મધેના એદનવાલા બાગમાં કર્યો હતો, જેમાં બીજાઓ ભેગા મી. બરજોરે પોતાનો ઇરાનનો અનુભવ કહી સંભલાવ્યો હતો. આ પછી મી. બરજોરે "જામે જમશેદ"માં નીચલો લંબાણ લેખ છપાવીને પોતાનો ઇરાનનો અનુભવ દર્શાવ્યો હતો, અને કયા કયા ધંધામાં ઝીપલાવવાથી પારસીઓ ઇરાનમાં પગભર થાય તેની વીગતો આપી હતી.

## યઝદની મુલાકાત વિષે મી. બરજોર આગાનું લખાણ.

ઇરાનની મુસાફરીએ જઇ પાછા ફરવા બાદ મી. બરજોર સોહરાબશાહ આગાએ અત્રેનાં 'જામે જમશેદ' ના તા૦ ૧૦ મી ઓગસ્ટ ૧૯૩૨ ના અંકમા **"હમારી યઝદની મુલાકાત"** નાં મથાળાં હેઠળ નીચલું લખાણ છપાવ્યું હતું:*—

"હાલમાં ઇરાનમાં બહુ જાગૃતી આવી છે, અને આજનું ઇરાન કુદકે અને ભુસ્કે આગળ વધે છે તેથી આપણે ઇરાન વીશેની વીગતોના ચાલુ સમાગમમાં રહેવું જોઇએ.

### અમારી પધરામણી.

ઇરાન દેશ જે એક વખતે મોટી શહેનશાહત હતી અને દુન્યા ધુજાવતી હતી, તે આપણા ન્યાગાનોના દેશની એકવાર મુલાકાત લેવી

* એમાં ફક્ત મથાળાં કર્તાનાં છે.

એ મોટે ભાગે જરથોસ્તીઓની ખાહેશ હોય છે. તે ખાહેશ હાલના પેહેલવી રાજમાં મુસાફરીની સુખ સગવડો થવાથી વધુ ઉભરી નીકળે છે. અમારૂં ઇરાન જવું તદ્દન અચાનક ઉભું થયું હતું. મારા પીત્રાઇ ભાઇ દીનશાહ ઇરાની જેઓને ઇરાનના શાહ તરફથી આમંત્રણ કરવામાં આવ્યું હતું તેઓએ મને પણ ઇરાન જવા સુચના કીધી અને મારી સાથે મારાં ધણીઆણી અને નાનો બેટો પણ આવવા તૈયાર થઇ ગયાં. મારાં ધણીઆણીની વરસોની ખાએશ ઇરાન જોવાની હતી અને જયારે ભાઇ દીનશાહ અને કુટુંબ સાથે પધારવાની તક હાથ લાગી ત્યારે અમે તેનો લાભ લીધો.

## યઝદ-તે સાથ અમારા વડીલનો સંબંધ.

ઇરાન જવું અને યઝદ જોવાથી બેનસીબ રહેવું એ ખ્યાલ અમોને પસંદ પડયો નહી અને અમોએ પાકો ઠરાવ કીધો કે બનતાં સુધી કોઇ પણ રવેશે યઝદ પણ જોઇ લેવું. તેનાં ત્રણ કારણો હતાં. પહેલું તો એ કે ઇરાનમાં જરથોસ્તીઓની હાલની વસ્તી બાર હજારને આશરે કહેવાય છે તેમાંથી લગભગ અરધીથી ઉપર એટલે ૭ થી ૮ હજાર યઝદ અને તેની અતરાફના ૨૮ ગામોમાં છે અને યઝદ ઘણી સદીઓ થઇ જરથોસ્તીઓનું મથક છે. બીજું કારણ ત્યાંના જરથોસ્તી કેળવણી ખાતાંઓ વીગેરે નજરે જોવાં અને શેઠ પેસતનજી મારકરવાલી ઓરફનેજનાં મકાન બાંધવા માટેનો નવો પલોટ તથા આતશબહેરામ સારૂ પલોટ જોવાનું હતું. ત્રીજું કારણ જે કોઇપણ રીતે ઉપલાં બંને કરતાં ઉતરતું ન હતું તે આ હતું કે મારા બપાવા જેવણ પણ તેવણનાં માસી જાણીતાં ગુલેસ્તાન બાનુ તથા બેનો માફક યઝદથી અત્રે આવ્યા હતા, તેમની જન્મભુમી જોવી.

## યઝદના રસ્તાઓ, ઘરો તથા ત્યાંની વિજળીની રોશની.

ભાઇ કેખશરૂ પીટર સાથે હું અને કુટુંબ ઇસ્ફહાનથી યઝદ જવા તા૦ ૨૨ એપ્રીલના દીને નીકળ્યાં જે તફાવત ૨૦૫ માઇલનો છે. યઝદમાં અમો અરબાબ રૂસ્તમ ખોશરોના પરોણા

તરીકે તેવણે બંધાવેલા ગંબારખાનામાં ઉતરયાં હતાં અને ત્યાં અમારી પુશકળ પરોણાગત કરવામાં અરબાબ રૂસ્તમે કચાસ રાખી ન હતી. ખાવા પીવાનું બેશુમાર અને નોકરોની પણ ફોજ હાજર હતી. વળી એકજ દીવસમાં વીજળીના તાર તથા ફીટીંગો લગાડી વીજળીનો પાવર લેવામાં આવ્યો હતો. અત્રે જણાવવું જરૂરનું છે કે ઇરાનના ઘણાક શહેરોમાં રોશની માટે વીજળીનો પાવર ચાલુ છે અને તેની કેટલીક કંપનીઓમાં ત્યાંના ઇરાની જરથોસ્તીઓનો લાભ તથા હીસ્સો છે. યઝદની વીજળીક પાવર કું૦ પણ એક ઇરાની જરથોસ્તી નામે કેખશરૂ તીરંદાઝના સહાસનું પરીણામ છે. ઇરાનના ઘણા શહેરોમાં બહુ પહોળા રસ્તા છે, જ્યારે યઝદ શહેરના રસ્તા ઘણાં સાંકડા અને ખાડા ખબોચ્યાંવાલા છે. યઝદનાં ઘરો બાહેરથી જોવા ન ગમે તેવાં ફક્ત સાદી બંધયાર દીવાલ અને તેમાં એક દરવાજો એવાં છે, પણ એજ ઘરો અંદરથી ઘણાં સુખવાસી છે. અંદર ખુલ્લો ચોક હોય છે જેમાં ફુવારા, પાણીની હોજ, ફુલ અને ફળના ઝાડો હોય છે. યઝદ શહેરમાં ઇરાની જરથોસ્તીઓના મહોલ્લા અને ઇરાની મેહોમેદનોના મોહલ્લા અલાહેદા છે. ચોકસ મોહલ્લાઓમાં ફક્ત જરથોસ્તીઓનાં ઘરો આવેલાં છે જે સફાઇ-સુઘડાઇના સબબે તરતજ ઓળખાઇ આવે છે. ગંબારખાનાં, આતશ-બહેરામ તથા અગયારીની આજુબાજુ સરવે જરથોસ્તી ઘરો, મહોલ્લા તથા વસ્તી છે.

## ધર્મ-સ્થળો.

યઝદના આતશબહેરામ પાદશાહવાલું મકાન જે આશરે ૭૦ વરસનું પુરાણું છે અને મરહુમ પારસી મીશનરી શેઠ માણેકજી હાંતરીઆની દેખરેખ હેઠળ બંધાયું હતું તે હાલમાં તદન બીસમાર હાલતમાં આવેલું હોવાથી આતશ પાદશાહને ગંબારખાનાના એક ભાગમાં થોડા મહીના થયા ખસેડવાની ફરજ પડી હતી. ગંબારખાનામાં એક દરેમેહર પણ છે જ્યાં અમે એક જશન કરાવ્યું હતું. ચાર મોબેદો ભણવા બેઠા હતા તેમાંના બે મોબેદોએ ફેંટા બાંધ્યા હતા જ્યારે બીજા બે પેહેલવી કોલાહમાં હતા. તેવીજ રીતે તેહરાનમાં ત્યાંની

અગયારીમાં બોય દેનાર મોબેદ પણ પેહેલવી કોલાહમાં હતા. યઝદમાં તથા તેની આજુબાજુના ગામોમાં પણ જરથોસ્તી વસ્તી હોવાને લીધે આતશ દાદગાહો છે. ઇરાનમાં શાહ રેઝાશાહ પેહેલવીના અમલમાં તા૦ ૨૧ મી માર્ચથી નવું વરસ ફરવરદીન, અરદીબેહસ્ત વીગેરે મહીનાઓથી શરૂ થાય છે. તેહેરાન તથા કેરમાનમાં ફસલી સાલની ગણત્રી ચાલુ છે પણ યઝદમા નથી અને યઝદના જરથોસ્તીઓ હજુર કદમી છે. અસલ માફક ઇરાનમાં હાલ કોઇ ભણેલા દસ્તુરો રહ્યા નથી પણ બહુ ખુશીની વાત છે કે હાલમાં ઇરાનથી આવેલા બે છોકરાઓ મોબેદી જ્ઞાન શેઠ મંચેરજી કામા અથોરનાન ઇન્સ્ટીટયુટમાં લેય છે અને તેઓ ચબરાક અને ભવીષ્યમાં સારી આશા આપનારા જણાય છે.

## મહેમાનદારીની રીત.

ઇરાની રસમ પ્રમાણે જ્યારે અમો યઝદ ગયાં ત્યારે યઝદના જરથોસ્તીઓ અમુને મલવા આવ્યા હતા કે જેને "હીંદની" કહે છે તે પ્રમાણે અમોને તેઓને ત્યાં પધારવું પડયું હતું. યઝદનો રીવાજ એવો છે કે મહેમાન પધારતાં તેના હાથમાં ખુશબોદાર ગુલાબનું પાણી આપવામા આવે છે, પછી એક મોઢું જોવાની આરસી મહેમાનનું મોઢું જોવા આપે છે અને ત્યાર પછી ચા, જુદી જુદી જાતની મીઠાઇ જેને શીરીની કહે છે તે, સુકો મેવો તથા ભાત ભાતના શરબતો વીગેરે પીરસવામાં આવે છે.

## લગનનો મહેમાર.

અમો યઝદમાં હતા ત્યારે સારે નસીબે એક ઇરાની જરથોશતી જોડાંનાં લગન જોવાની અમને તક મલી હતી. ચાર દીવસનું ઇજન હતું પણ અમો એકજ દીવસ ગયાં હતાં. સાંજના ૭ વાગાથી મીજલસ બેઠી હતી જેમાં સર્વે જરથોશતી ભાઇઓ પેહેલ્વી ટોપીમાં બીરાજ્યા હતા તે વાર દરાખનો વાઇન, સાલીડ, દાડમ, સુકો મેવો ચાલુ પીરસવામાં આવતા હતા. દાડમ જો કે ૭ મહીના ઉપરના ઝાડપરથી ઉતારી લીધેલાં હતાં તે છતાં તદન તાજાં હોય તેમ તેનો

બહારથી દેખાવ હતો અને અંદરથી પણ ઘણા સરસ તાજાં રસદાર હતાં. એ દાડમોને ઘર મધે basement કે જેને ઝીરઝમીન કહે છે તેમાં મટોડાં અંદર રાખવામાં આવે છે અને તેથી ઠંડકને લીધે લાંબો વખત બગડયા વગર રહી શકે છે. રાતે દશ વાગ્યા પછી જમવાનું શરૂ કરવામાં આવ્યું હતું તેમાં ઇરાની ઢપનું ખાણું પીરસવામાં આવ્યું હતું. લગનની ક્રીયા કરનાર મોબેદ દેહમુબેદ કહેવાતા હતા અને તેવણ પણ પેહેલવી ડ્રેસમાં સજ થયા હતા. ઇરાની ઢપનો નાચ, વાજીંત્ર તથા ગાયનો સાથે ચાલતો હતો.

## યઝદની સ્કુલ તથા ઓરફનેજ.

યઝદમાં કયખશરૂવી સ્કુલના પ્રીનસીપાલ ભાઇ ફ્રરામરોઝ માસ્તર, બી.એ. જેવણ મુંબઇથી ઇરાન ગયા છે અને કેટલાંક વરસ થયાં ત્યાં વસવાટ છે, તેવણ તથા તેવણના કુટુંબ સાથે અમુને ઘણો સંબંધ બાઝયો હતો અને તેઓએ પણ અમારી ઘણી મદારત કીધી હતી.

શેઠ પેસતનજી મારકર ઓરફનેજના પ્રીનસીપાલ મીરઝાં સરોશ લોહરાસ્પી અમુને ઇસ્ફાનમાં મલ્યા હતા. પણ જેવું તેઓએ જાણ્યું કે અમો યઝદ જનાર છીએ કે તુરત પોતે યઝદ પધાર્યા અને અમુને શેઠ પેસતનજી મારકર ઓરફનેજ જે હાલમાં ભાડેની મીલ-કતમાં તેના કુશાદે કમપાઉન્ડ સાથે છે તે આખી ફેરવીને દેખાડી. આ ઓરફનેજમાં ૩૩ ઓરફનો રહે છે અને બીજા આશરે ૧૩૫ ડે-સ્કોલરો તરીકે શીક્ષણ લે છે.

ઓરફનેજના છોકરાઓએ અમુને આવકાર આપનારૂં ગાયન ગાઇ સંભળાવ્યું હતું અને ત્યાર પછી ડ્રીલના પ્રયોગો કરી બતાવ્યા હતા જે ખરેખર હેરતભર્યા તથા જોવાલાયક હતા. એ વીશેની તાલીમ વીદયારથીઓને એક ઇરાની મેહોમેદન લશ્કરી અમલદાર તરફથી આપવામાં આવે છે અને તેવણે પોતે હાજર રહી સર્વે પ્રયોગો કરાવ્યા હતા. ત્યાર પછી અમુને સ્કુલ તરફથી એક માનપત્ર આપવામાં આવ્યું હતું અને જુદા જુદા વીભાગોમાં ફેરવવામાં આવ્યાં હતાં.

ઓરફનેજમાં શેઠ જહાંગીર ઇનડસ્ટ્રીઅલ મકતબ છે જેનો કારોબાર ભાઇ ફરેદુન ઇરાની હસ્તક છે. ત્યાં સુથાર કામ, મોજાં ગુંથવાનું તથા કપડાં વણવાનું કામ, સીલાઇ કામ વીગેરે તથા હાલમાં દાખલ કરવામાં આવેલું ગલીચા બનાવવાનું કામ ઘણુ સારી રીતે ચાલુ હતું અને નાના છોકરાઓને બહુ ઝડપથી અને સફાઇથી કામ કરતા જોઇ અમુને બહુ ખુશાલી ઉપજી હતી. ઓરફનેજમાં બનતા માલની દુકાન જો બજારમાં કાઢવામાં આવે તો હું ધારૂં છું કે તે માલનો ઝડપથી ઉઠાવ થાય. ભાઇ ફરેદુન સારા ખવાસનાં, મેહેનતુ અને કાળજીથી કામ કરતા ઇરાની ભાઇ છે.

શેઠ મારકરની ઓરફનેજનું સરકારી પરીક્ષાનું પરીણામ હર વરસ ઘણુંજ સંતોષકારક આવે છે જે એ સ્કુલમાં અપાતી નાદર કેળવણીનો અચુક પુરાવો છે. તેવીજ રીતે શેઠ મારકરની છોકરીઓની નીશાળ પણ તેહેરાનના એક જરથોસ્તી બાનુ પ્રીનસીપાલનાં વડપણ હેઠળ ચલાવવામાં આવે છે. ત્યાં પણ ખરેખર સંગીન કેળવણી અપાય છે અને સરકારી પરીક્ષાના પરીણામો ઘણાંજ સારાં આવે છે. એ સ્કુલમાં ભરવા ગુંથવાનું કામ પણ છોકરીઓને શીખાડવામાં આવે છે. છોકરીઓની સ્કુલોમાં આ સ્કુલ આખાં યઝદમાં પહેલે નંબરે આવે છે, એ સ્કુલમાં ધર્મ શીક્ષણની કેળવણી બાનુ હાદોખ્ત શાહપુર હસ્તક ચાલતાં જરથોસ્તી બાનુઓનાં મંડળ તરફથી આપવામાં આવે છે કે જેના પ્રેસીડંટ લેડી જરબાઇ દીનશાહ મુલ્લાં છે. આ બાનુઓનું મંડળ ઉત્સાહથી જરથોસ્તી ધર્મ કેળવણી તથા ભણવાનું પણ ઉધરતી ઓલાદને શીખવે છે જેનો અમુને વહેવારૂ પુરાવો અમો ત્યાં હતાં ત્યારે જરથોસ્તી બાળકીઓએ આપ્યો હતો. શેઠ મારકરવાલી છોકરીઓની નીશાળ તરફથી તથા બાનુ હાદોખ્તવાલાં જરથોસ્તી બાનુઓનાં મંડળ તરફથી પણ અમને માનપત્ર એનાયત કરવામાં આવ્યાં હતાં. શેઠ મારકરની છોકરાઓની ઓરફનેજમાં ઇરાની જરથોસ્તી છોકરાઓજ છે, પણ ડે-સ્કોલરો તરીકે ઇરાની મેહેમેદન છોકરાઓને સારી ફી લઇને દાખલ કરવામાં આવે છે અને તેવીજ રીતે શેઠ મારકરની છોકરીઓની નીશાળમાં પણ મેહેમેદન છોકરીઓ ફી આપી ઘટતો લાભ

લે છે. આથી આપણી સ્કુલોને પૈસાનો સારો ટેકો મળવા ઉપરાંત આ ભેગી કેળવણીથી બંને કોમોમાં એખલાસ અને ભાઇચારો વધે છે.

યઝદની બીજી એક નીશાળ જે છોકરાઓ માટે છે અને કયખસરૂની સ્કુલ તરીકે ઓળખાય છે તેની પણ અમે મુલાકાત લીધી હતી. એક વીદયાર્થીએ તેજ વખતે આગમજથી તૈયાર રહેવા વગર આવકાર દેવાનું વીવેચન કીધું હતું. એ નીશાળના વડા ભાઇ ફરામરોજ માસ્તર મલતાવડા સ્વભાવના, બહુ મહેનતુ અને પોતાની કોમને જોશ આપનારા છે. આ સ્કુલ ઉપરાંત એઓને યઝદની અતરાફમાં આવેલા ગામડાંઓમાંની આશરે દશ નીશાળોમાં પણ જાતી તપાસ માટે જવું પડે છે.

## સર રતન તાતા મેડીકલ ડીસ્પેનસરી.

યઝદની સર રતન તાતા મેડીકલ ડીસ્પેનસરીના ડોકટર મીનોચેહેર જેવણ રજા પર હીંદુસ્તાન આવી થોડા મહીના થયા અત્રેથી એક ઇરાની બાનુ સાથે શેહાદી કરી યઝદ પાછા પધાર્યા છે, તેવણ તથા બાનુ અમુને ઇસ્ફાન તેમજ રેશટમાં મલ્યાં હતાં. ડો૦ મીનોચેહેર ઘણા કાબેલ, હસમુખા તથા માયાળુ જીગરના છે અને યઝદમાં સર્વે તરફથી એકે અવાજે અમોએ તેઓની તારીફ સમજી હતી. જરથોસ્તી તેમજ મેહોમેદન દરદીઓ એવણની કાબેલ્યતની સીફારસ કરતા હતા અને ખાસ કરીને સ્ત્રીઓના દુઃખદરદોમાં એવણ વધુ વીખ્યાતી પામ્યા છે. સર રતન તાતાના ટ્રસ્ટીઓને પોતાના પૈસાની પૈએ પૈ સરસમાં સરસ રીતે ખરચાતી જોઇ ખરેજ સંતોષ ઉપજતો હશે.

## મારકર ઓરફનેજ માટે નવું મકાન.

શેઠ પેસતનજી મારકર ઓરફનેજ જે હાલ ભાડેના મકાનમાં છે તે હવે પોતીકી માલેકીની મીલકતમાં ખસેડવામાં આવે એ હેતુથી શેઠ પેસ્તનજીએ યઝદ શહેરની બાહેર પહોળા ધોરી રસ્તા ઉપર એક મોટો જમીનનો ટુકડો ખરીદયો છે જે જગ્યા ઉંચાણવાલા ભાગમાં

છે અને શહેરની ગીચ હવાથી નીરાળી છે. એજ રસ્તેથી થોડા આગળ જઇ અમો રહીમતઆબાદ નામના ગામડાંમાં ભાઇ સરોષના મહેમાન તરીકે ગયાં હતાં અને ત્યાં પુનાના એક ઇરાની જરથોસ્તીના બાગમાં ઉતારો લીધો હતો. ત્યાં ખીચોખીચ ગુલાબના ફુલોથી ભરેલા રોપાઓ તથા બેસુમાર કાચાં ફળોથી લાધેલાં ઝાડો ત્યાંની આબોહવા તથા રસાળ જમીનની જીવતી સાબેતી આપતાં હતાં. યઝદની આજુબાજુના ગામોમાં એવા રકમબંધ બાગો આવેલા છે જેની ખીલવણી આપણા ઇરાની જરથોસ્તીઓ બહુ જેહમત લઇ તારીફલયક રીતે કરે છે.

## શેઠો માણેકજી હાંતર્યા તથા પેસ્તનજી મારકર.

ઇરાનની બહેતરી માટે મરહુમ શેઠ માણેકજી હાંતરીઆએ મહાન કાર્ય કરી બજાવ્યું છે તેની યાદ ઇરાની જરથોસ્તીઓના જીગરમાં જાવેદાન સુધી તાજી રાખવી જોઇએ છે. કેટલાંક વરસો થયાં શેઠ પેસતનજી મારકર ઇરાની જરથોસ્તીઓની દાઝ હઇડે ધરી તેઓના ખેરખાહ તરીકે મુંગે મોંઢે પોતાના જરથી કાર્ય કરે છે તેમને ધન્યવાદ ઘટે છે.

## જોઇએ છે—એક જરથોસ્તી વાયઝ કરનાર.

યઝદના જરથોસ્તીઓને ધરમ કેળવણી ઉમદા રીતે શીખવવા માટે એક કાબેલ વાયઝ કરનારની ઘણી જરૂર છે અને તેવા એક લયક પારસી જરથોસ્તીને અત્રેથી ઇરાન મોકલી આપવઃ એવી ખાહેશ અરબાબ રૂસ્તમ ખુશરોએ જણાવી હતી જેને ત્યાંના જરથોસ્તીઓએ ટેકો આપ્યો હતો. યઝદના જરથોસ્તીઓ પણ મારી ખબર મુજબ ચોકસ માન્યતાઓને આધીન છે અને તેથી તેઓમાં આપણા ધરમની મોતેબર ફીલસુફી મજાવવા માટે કોઇ લાયક અહસ્થને તાકીદે મોકલવામાં આવે તે હજી પણ અજ્ઞાન છોકરા છોકરીઓના બીજા ધરમમાં વટલાઇ જવાના જે જુજ દાખલાઓ બને છે તેનો સદંતર અટકાવ થાય અને ઇરાની જરથોસ્તીઓ પોતાના બુલંદ ધર્મની મોતેબર ખુબીઓ પીછાની શકે. આપણી

દલગીરી એટલા માટે છે કે જ્યારે ઇરાનના ચુસ્ત મુસલમાનોમાં પણ આપણા ધર્મના સાહીત્યનું જ્ઞાન સંપાદન કરવાની જાગૃતી આવી છે કે જે ધર્મ અને ધર્મ પાળનારાંઓને તેઓ લાંબા કાળ સુધી ધીક્કારતા આવ્યા હતા તેજ ધર્મ પાળનારાઓ પોતે હજી ઉંઘમાંથી બીદાર થતા નથી.

## હાલનાં ઇરાનમાં પારસીઓ માટે નાના ધંધા.

વરસોની નીંદમાંથી હાલમાં ઇરાન જાગૃત થયું છે અને ધાર્મીક ઝનુન હવે નીકળી ગયાથી ઇરાની જરથોસ્તીઓ જેઓ તરેહવાર રીતે હાડમાર અને હલાક થતા હતા તેઓનું સામાન રહે છે અને તેઓના ધર્મની ખુબીઓ પીછાની તેઓના બોલ અને વચન ઉંચા રહે છે. મોટે ભાગે ત્યાંના આપણા જરથોસ્તીઓ સદીઓ સુધી ખુબ ધાક અને ત્રાસમાં રહ્યાથી અભણ જેવા હતા, પણ હવે વખત અને મામલો બદલાયે છે. ઇરાની જરથોસ્તીઓ તરફ અને હીંદુ-સ્તાનનાં પારસીઓ તરફ તેઓની લાગણીઓ હવે સદંતર ફેરવાઇ છે, પછી શું અદના કે આલા શીખેલા કે થોડું શીખેલા, ઉતરના ધંધાવાળા અને નોકર વર્ગ વીગેરે સર્વે હવે સમજવા લાગ્યા છે કે પારસીઓ અસલના ઇરાનના બેટાઓ હતા અને તેઓ તેથી ઇરાનમાં બીજા પરદેશીઓ કરતાં વધુ આવકારદાયક છે. કેટલાક પરદેશીઓ જેવા કે આરમીનયનો, યાહુદીઓ વીગેરે પણ તેઓની અ.માન્યતામાં ભાગ લે છે અને પારસીઓ માટે સારી લાગણી દેખાડે છે. આ ઉપરથી તથા હાલમાં ઇરાનમાં સલામતીથી મુસાફરી થઇ શકે છે તેથી પારસીઓ ધંધા અર્થે ઇરાન જવા માટે તૈયાર થાય પણ ત્યાં રોજીના બારણાં તેઓ માટે શી રીતે ખુલ્લાં થાય તે એક વીચારવા-જોગ સવાલ છે. જેઓ અત્રે નોકરી ધંધા વીના હોય તેઓ જો હાલમાં ઇરાન જાય તો ઉલટા ત્યાં ફસી પડે. કોઇએ પણ બરાબર તેહકીક વગર એકદમ નોકરીની આશામાં નીકળી પડવું જોઇએ નહીં.

મારા થોડા વખતના ઇરાનના અનુભવપરથી મને લાગે છે કે ટુંક કમાઇવાળા પારસીઓ પોતાની નાની પુંજીમાંથી ઇરાનમાં નીચલા ધંધામાં પડે તો તેઓની પુંજીમાં મનમાનતો વધારો થાયઃ—

૧. એરેટેડ વોટર્સ ફેકટરી-ઇરાનના ઘણા શહેરોમાં સોડાવોટર, લેમોનેડ વીગેરે બને છે પણ તે મોટે ભાગે ઉતરતા પ્રકારનાં હોય છે. મારાં મત મુજબ સારી બનાવટના એરેટેડ વોટર્સ માટેની ફેકટરી જરૂર લાભકારક છે.

૨. કપડાં ધોવાનું, વોશીંગ તથા ડ્રાઇ કલીનીંગનું કામ—ઇરાનના વતનીઓ શોખીન છે અને ઘણા ત્રીમત્રાક થઇ ફરે છે એટલે વેર કે મોટાં શહેરોમાં ઘેરઘતુ નોકરો, શોફરો, હજામો, દુકાનદારો વીગેરે સફાઇદાર કપડાંઓમાં સજ થાય છે. વોશીંગ કંપનીઓ છે, તે છતાં બીજી સારી વધુ કંપનીઓની જરૂર છે.

૩. ફ્રુટ ટીનના દાબડાઓમાં પેક કરવાનું હાલની રૂઢી પ્રમાણેનું કામ પણ નફાકારક છે.

૪. હીંદી રીતની બનાવટની મીઠાઇની દુકાનની જરૂર છે એમ મને લાગે છે. ઇરાનીઓ મીઠાશના બહુ શોખીન છે અને ઇરાની ઢબની મીઠાઇ ઉપરાંત વીલાયતી પેસ્ત્રી, આઇસક્રીમ વીગેરેનો ત્યાં બહુ ઉઠાવ થાય છે તેવીજ રીતે હું ધારૂં છું કે હીંદુસ્તાની મીઠાઇ પણ તેઓને સ્વાદ લાગશે.

૫. લાકડાં વહેરવાનું કારખાનું પણ સારી પેદાયશ ઉપજાવી શકે.

૬. સીનેમા માટે હાલના બરનું ટોકી થીયેટર ઠીક કમાઇ કરાવી શકે. ઇરાનમાં ટોકી ફીલ્મો દેખાડવામાં આવે છે પણ થીયેટરોની બાંધણી તથા બેસવાની બેઠકોની ગોઠવણ મનમાનતી નથી.

૭. સોનાના ઘરેણાપર નાણા ધીરવાનું પણ ફાયદાકારક છે કારણકે તેની ઉપર ઘણું સારૂં વ્યાજ મળે છે.

૮. સારી રીતે ધ્યાન પહોંચાડી જમીન લઇ રાખી હોય તે પણ થોડા વખતમાં કીંમતમાં વધારો દેખાડી શકે.

આ છેલ્લી ૮ મી કલમ બાબે મારે જણાવવું જોઇએ કે ઇરાની રઇયત માટે જમીનની કે માલમીલકતની ખરીદી બાબે કાંઇ

બાધ નથી, પરંતુ બીજી કોઇબી રઇયત માટે રહેવાને માટે ઘર, ધંધાને માટે દુકાન તથા ગોડાઉન તરીકે પોતીકી મીલકત કરી શકાય છે. પણ તે ઉપરાંત વધુ મીલકતો પરદેશીઓથી કરી શકાય નહીં.

ઉપર લખેલા ધંધાઓ દેશની અંદરના વેપારવણજમાં પૈસા પેદા કરાવી આપે એમ છે. પરદેશના વેપારની બાબદ તો અલગ છે.

કોટન મીલ તથા ઉલન મીલની પણ જરૂર છે અને દીવસે દીવસ વધુ મીલો બનતી રહેશે પરંતુ તે તો મોટી કંપનીઓનો સવાલ છે.

હાલમાં ઇરાનમાં નાણાં સંબંધી બાબદમાં કેટલાક કાયદાઓ નીકળ્યા છે તે વીશે તેહકીક કરી ધંધારોજગારનું મંડાણ કરવું જોઇએ.

કેટલીક તરફથી મને પુછપરછ થતી હોવાથી આટલા ખુલાસાની મેં જરૂર જોઇ છે.

હું ધારૂં છું કે ધધારોજગાર તથા નોકરી ચાકરીની બાબદમાં અત્રે ખબર અંતર મેળવવા માટે ઇરાનના મુખ્ય શહેરોમાં ઇનફરમેશન બ્યુરો સ્થાપવામાં આવે તો બહેતર થઇ પડે.''

## ઇરાન જઇ આવેલા આગા કુટુંબના પહેલા ગ્રહસ્થ.

પોતાના બપાવા શેઠ જમશેદ રૂસ્તમ પછી મી. બરજોર પોતે આગા ખાનદાનના પહેલવહેલા ગ્રહસ્થ ઇરાન જઇ આવ્યા હતા.

## મી૦ બરજોર આગા ફ્રીમેસન તરીકે.

મી૦ બરજોર આગા એક ઘણા આગળ વધેલા અને ઉંચી ડીગ્રીઓ ધરાવનાર જુના ફ્રીમેસન છે. એવણે કેટલીક લૉજોની સ્થાપના કીધી છે. એવણ લૉજ સર લોરેન્સ જેન્કીન્સના પાસ્ટ માસ્તર છે. વળી એવણ લૉજ યુનીવર્સલ બ્રધરહુડ નં. ૩૮૩૫ ઇંગલીશ કોન્સ્ટીટ્યુશન, લૉજ લેસ્લી વીલસન નં. ૪૮૦૦ ઇ. સી., લૉજ કોર્નવોલીસ નં. ૫૦૬૨ ઇ. સી., લૉજ જસ્ટીસ એન્ડ પીસ નં.

૫૪૪૨ ઇ. સી. અને રૂસ્તમ કામા કોનકલેવ નં. ૬૦ ઇ. સી. ના એક સ્થાપક છે, તેમજ ડીસ્ત્રીકટ ગ્રાન્ડ લૉજના પાસ્ટ ચેપલેનની પદવી ધરાવે છે, અને તે સાથ મુંબઇના ડીસ્ત્રીકટ ગ્રાન્ડ ચેપટરના પાસ્ટ જે. (થર્ડ પ્રીન્સીપલ) છે. એવણુ વળી રૂસ્તમ કામા કોનકલેવના પાસ્ટ સુપ્રીમ રૂલર અને ઇગ્લંડના ગ્રાન્ડ કોનકલેવના પાસ્ટ સ્ટુઅર્ડ છે. એવણુને ફ્રીમેનસરીમાં જોડાવાને ૩૨ સાલ થયાં છે.

## એમના ફરજંદો.

૧. મી. રૂસ્તમ (જન્મ તા. ૧૧ મી જુન ૧૯૦૮).

મી. રૂસ્તમના લગન તા. ૨૭ મી જાનેવારી ૧૯૩૬ ને દીને મીસ ગુલ જમશેદજી કુપર સાથ થયાં હતાં. એઓને એક બેટાની વૃધ્ધી થઇ છે (જન્મ તા. ૨ જી મે ૧૯૩૮). એવણુ પહેલાં રૂના મોટા વેપારીઓ મેસર્સ પટેલ બ્રધર્સને ત્યાં નોકરીએ હતા, ત્યારબાદ બીલ્ડીંગોને પેન્ટ કરવાનાં તથા બીજાં કંટ્રાકટો લેવાનો ધંધો કરે છે.

૨–૩. બે બેટીઓ જે બચપણમાં ગુજરી ગઇ હતી.

૪. મી. જમશેદ (જન્મ તા. ૨૭ મી ઓકટોબર ૧૯૧૬).

એવણે ૧૪॥ વર્ષની નાની ઉંમરે મુંબઇ યુનીવર્સીટીની મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી મુંબઇ સરકારની આર્કીટેકચર ડીપ્લોમાની પરીક્ષા પણ પસાર કરી હતી અને એવણુ સૌથી નાની વયના મુંબઇમાં પ્રેકટીસીંગ આર્કીટેકટ છે. એવણુ ગવર્નમેન્ટ દીપ્લોમાં ઇન આર્કીટેકચર (G D. Arch.) ધરાવે છે. અને ઇન્ડયન ઇન્સ્ટીટયુટ ઓફ આર્કીટેકટસના એસોશીયેટ (A I I. A.) છે; વળી એવણુ લંડનની ઇનકોરપોરેટેડ એસોશીએશન ઓફ આર્કીટેકટસના એસોશીએટ (A. I A. A) છે અને ઇનકોરપોરેટેડ આર્કીટેકટ (લંડન) તરીકે ઓળખાય છે. એવણુ એ દીપ્લોમાં આખા હીંદુસ્તાનમાં સૌથી નાની વયે મેળવવા પામ્યા છે.

એવણુ મેસર્સ શાપુરજી એન. ચાંદાભાઇની કુંપનીની પોતાની બાપીકી પેઢીમાં એવણુના પીતા સાથે આર્કીટેકટ તરીકે જોડાયા છે.

# મરહુમ શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાની તથા શેઠ બરજોર સોહરાબશાહ આગાના કુટુંબની વંશાવળી.



ઈન્ડયન ઇન્સ્ટીટયુટ ઑફ આર્કીટેકટસની આંહેધરી હેઠળ ૧૯૩૭ માં ટાઉન હોલ મધે પહેલવહેલું "આઇડીઅલ હોમ એક્ષીબીશન" ભરાયું હતું, તેની "એનટરટેનમેન્ટ કમીટી"ના એવણ સભાસદ હતા.

મી. જમશેદ સને ૧૯૩૨ માં પોતાના માતપીતા સાથે ઇરાનની સફરે ગયા હતા.

૧૯૩૯ માં 'ઇરાન્યન કાનુન' કે જેના પ્રમુખ હીઝ એકસેલન્સી ઇરાનના કોનસલ કએવાની છે તેના જોડયા ઓનરરી સેક્રેટરી તરીકે એવણુની ચુંટણી થઇ છે.

એમનાં લગન તા. ૫ મી દીસેમ્બર ૧૯૩૮ ના દીને સર ધનજીશાહ બમનજી કુપરના નાનાં બેટી મીસ શીરીન સાથ મુંબઇમાં વર્લી મધે ગ્વાલીઅરના મહારાજા સાહેબ સીંધ્યાના "સમુદ્ર મહાલ" પેલેસમાં થયાં હતાં.

૨૧ મે વર્ષે મી. જમશેદ આગા ફ્રીમેસનરીમાં જોડાયા હતા, અને લોજ સર લોરેન્સ જેન્કીન્સના મેમ્બર થયા છે.

મી. બરજોર સોહરાબશાહ આગાના મરહુમ મી. દીનશાહ જીજીભાઇ ઇરાની ફુઇના દીકરાના દીકરા થાય છે. તેઓ બન્ને કયખુશરૂ યઝદીયારનાં બેટી શીરીનબાનું તરફથી ઉતરી આવ્યા છે, જયારે શીરીનબાનુંના બ્હેન ખોરશેદ બાનું તરફથી મી. અરદેશર નામદાર ઇરાની ઉતરી આવ્યા છે, અને શીરીનબાનુંનાં બીજાં બ્હેન ગુલેસ્તાનબાનું તરફથી પાંડે, અને પીટીટ કુટુંબ પણ નીકળ્યાં છે, જયારે તેમનાં ચોઠાં બ્હેન નવાજબાનું શેઠ હોરમસજી એદલજી કામાના ધણીયાણી થતાં હતાં, અને પાંચમાં બ્હેન બાઇ પીરોજબાનુંના દીકરા પોટરી વકર્સવાલા મરહુમ મી. પીરોજશાહ પેસ્તનજી મહેરહોમજી થતા હતા.

(જુવો વંશાવળી.)

# પ્રકરણ ૧૬ મું.

## મરહુમ મી. દીનશાહ જીજીભાઇ ઇરાની (સોલીસીટર).

સગાઇ. કેખશરૂ યઝદીયારના બેટી શીરીનબાનુંનાં દીકરા જમશેદ, તથા શીરીનબાનુંનાં બ્હેન પીરોજાબાનુનાં દીકરી જરબાઇના દીકરી દીનબાઇના લગન બોમાસ ખોદાદાદ ઇરાની સાથ પરણ્યાં હતાં. તેમનાં દીકરા જીજીભાઇનાં મી. દીનશાહ ઇરાની દીકરા થતા હતા. જાણીતા આર્કીટેકટ મી. બરજોર સોહરાબશાહ આગા મી. દીનશાહના બાવાના પીત્રાઇ થાય છે. (જુવો વંશાવલી).

અરબાબ બાબે. ઇરાનના જાણીતા અરબાબ કેખશરૂ શાહરૂખ જેવણ કેટલાક વરસો થયાં ઇરાનની પાર્લામેન્ટના મેમ્બર થઇ ગયા છે, તેવણે પોતાની સગાઇ પણ શેઠ દીનશાહનાં કુટુંબ સાથની બતાવતાં કહ્યું કે કેખશરૂ યઝદયારનાં બેટીઓ એમના (અરબાબના) બપાવાના ફુઇઓ થતાં હતાં. એ રીતે લગભગ દોઢ સદીએ ઇરાનમાં મામા ફુઇનાં ન ધારેલાં સાથે મલ્યાં હતાં.

પીતા. મી. દીનશાહના પીતા અત્રેની કોલાબા લેન્ડ એન્ડ કું.ની મીલમાં વીવીંગ માસ્તર હતા, અને ત્રીસ વરસની જવાન વયે દીનશાહને પાંચ વરસના મુકી ગુજર પામ્યા હતા.

જન્મ. મી. દીનશાહ ઇરાનીનો જન્મ તા. ૪ થી નવેમબર ૧૮૮૧ (રોજ ૧૭, માહ ૩, ય. ઝ. ૧૨૫૧)ને દીને થયો હતો.

લગ્ન. મી. દીનશાહનાં લગ્ન એમના માતાજીનાં મામા મરહુમ શેઠ અરદેશર કાવશજી શેઠના (છાપરયા) બેરીસ્ટરનાં સર્વથી નાનાં બેટી બાઇ મીઠીબાઇ (જન્મ તા. ૬ થી એપ્રીલ ૧૮૯૫) સાથે તા. ૯ મી મે



ઇરાનપરસ્ત, ઝરથોસ્તી કોમ અને દીનના સાચ્ચા સેવક.

શાદ-રવાન શેઠ **દીનશાહ જીજીભાઇ ઇરાની, સોલીસીટર** (નેશાને એલ્મી)

[શેઠ દીનશાહ ઇરાનીની સાહિત્યની અથંગ સેવાની પીછાણમાં ઇ. સ. ૧૯૩૨ માં ઇરાની સરકારે તેમને "નેશાને એલ્મી"નો ખેતાબ એનાયત કર્યો હતો. તેમની ઝરથોસ્તી કોમની સેવાઓની પીછાણમાં મુંબઇની પારસી પંચાયતે અનજુમનની સભા તેમના મરણ બાદ ભરી હતી.]

જન્મઃ ૪-૧૧-૧૮૮૧ ઇસ્વી. ] [મરણઃ ૩-૧૧-૧૯૩૮.

શેઠ દીનશાહ ઇરાની અને ડૉ. તાગોરની પાર્ટી તેહરાન ખાતે (૧૯૩૨).



(ડાબી બાજુથી બેઠેલાઓમાં) મી. દીનશાહ ઇરાની, ડૉ. તાગોરનાં વહુ, ડૉ. તાગોર, મીસીસ મીઠીબાઇ દી. ઇરાની, ડૉ. સોહરાબ મહેરહોમજી, મીસ જરબાનુ જી. ઇરાની.

—

(પાછળ ઉભેલાઓમાં ડાબી બાજુથી બીજા) ઇરાનનાં મુંબઇ ખાતેનાં માજી કોનસલ મી. કઇહાન છે.

૧૯૧૭ ને દીને થયાં હતાં. શેઠ દીનશાહ પોતા પાછલ બે બેટાઓ કેખશરૂ અને ફરરોખ મુકી ગયા છે.

એમની યુનીવર્સીટી કારકીર્દી ઘણી ઝળકતી હતી જે નીચલાં ઉપરથી જણાશે:—

કેળવણી. મી. દીનશાહે ૧૮૯૭ માં મેટ્રીક પસાર કરી સેન્ટ ઝેવીયર્સ કોલેજમાં જોડાઇ ૧૯૦૧ ની આખેરીએ બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી હતી, અને ફારસી ભાષાનાં ફેલો નેમાયા હતા. એમની પસંદગીની બાબતે ફીઝીકસ અને કેમીસ્ત્રી હતી અને ફારસી તો માત્ર બીજી ભાષા તરીકેની ફરજયાત હતી. એમને ભાષાઓ સારી રીતે આવડતી તેજ એવણે પસંદગીની બાબત લેવાને બદલે એક બીજો અગત્યનો સાયન્સનો વીષય પસંદગીની બાબત તરીકે લેવામાં ડહાપણ વાપરયું હતું. એમની જોડે પહેલા વર્ગમાં ડા. મંચેરશાહ ધનજીભાઇ ગીલડર પણ બી. એ. થયા હતા અને બીજા વર્ગમાં મી. ખોદાબક્ષ બેહરામ ઇરાની પસાર થયા હતા. ઉપલા ત્રણે જવાન્યાઓ સેન્ટ ઝેવીયર્સ કોલેજ મધેથી પસાર થયા હતા.

૧૯૦૪ ના સાલની આખેરીએ મી. દીનશાહે એલએલ. બી.ની પરીક્ષા પસાર કીધી હતી. તે વેળા પહેલા વર્ગમાં છ ઉમેદવારો પસાર થયા હતા જેઓ મધે મી. દીનશાહ પહેલા વર્ગમાં પહેલા આવ્યા હતા. એવણુને પહેલા આવવા માટે જડજ સ્પેનસર પ્રાઇઝ રૂ. ૧૫૦ નું મલ્યું હતું. એજ વેળા એમને વળી મંચેરજી નવરોજી બનાજી સ્કોલરશીપ રૂ. ૧૮૦ ની ઇકવીટીની બાબદમાં પારસી તરીકે પહેલા આવવા માટે મળી હતી.

એલએલ. બી. માં પહેલી પદ્વિ.

ત્યારબાદ એવણુ સોલીસીટરની પેઢીમાં રહી એપ્રીલ ૧૯૦૬માં મુંબાઇની હાઇ કોર્ટના એક સોલીસીટર થયા હતા. આ પછી એવણુ મેસર્સ મુલ્લાં એન્ડ મુલ્લાં સોલીસીટરોની જાણીતી પહેડીમાં જોડાયા

સોલીસીટર.

હતા અને એક બાહોશ અને ફતેહમંદ સોલીસીટર તરીકે પ્રખ્યાત થયા હતા.

## એમનાં પુસ્તકો.

કોલેજની ફારસી તેક્ષ્ટ બુકો.

મી. દીનશાહ ઇરાનીને બચપણથી ફારસી ભાષાપર પુષ્કળ શોખ હતો, અને પોતાના ગોઠીયા મી. ખોદાબક્ષ બેહરામ ઇરાની સાથ મલીને કોલેજના વીદયાર્થીઓ માટે ફારસી તેક્ષ્ટ તેના તરજુમા તથા નોટસ સાથે કાઢી હતી. આ મધે શાએર હાફેઝની ગઝલો જેનો છેલ્લો કાફીયો અલેફ, દાલ, મીમ અને ય છે, તે ધોરણે રચાયલાં કાવ્યોનાં ચાર પુસ્તક રચ્યાં હતાં. એજ માફક શેખ સાદીની તયબાત, કસાયદે ફારસીયેહ, તથા નીઝામ-ઉલ-મુલકનાં સીયાસત નામેહ, તથાં અનવારે સોહેલી તેના તરજુમા સાથ બાહર પાડી હતી.

જરથુસ્ત્રના ગાથા.

મી. દીનશાહે સર જમશેદજી જીજીભાઇ મદ્રેસામાં અવસ્તાનો પણ અભ્યાસ કર્યો હતો અને ૧૯૨૭ માં The Divine Songs of Zarthustra નામનું પુસ્તક લખી લંડન મધે છપાવ્યું હતું. આ પુસ્તકનો પ્રવેશ-પત્રીકા કવી રવીન્દ્રનાથ ટાગોરે લખી મી૰ દીનશાહને અનુપમ માન આપ્યું હતું.

એજ સાલમાં એઓએ ઇરાનના વતનીઓ અને ખાસ કરીને મેહમેદનો માટે પ્રખ્યાત સ્કોલર આગાપુરે દાઉદ પાસ પવીત્ર ગાથાનાં, અને ત્યાર પછી યસ્તોના ફારસી તરજુમા કરાવ્યા હતા. આ કાર્યસાધક કામના પરીણામે જરથોસ્તી ધર્મ વીજે ૧૩૦૦) વરસ પછી પેહલીવાર ઇરાન સર ઝમીનમાં ઘણો ઉંચો મત પેદા થયો હતો; વલી આગલી તાસુબી અને વીચારો નાબુદ થવાથી ત્યાં જરથોસ્તીઓ તરફનું આખું દ્રષ્ટીકોણ અને વર્તન ફરી જવા પામ્યું હતુ. ઇરાનનાં પયગમબર જરથુસ્ત્ર તરફ પુજ્યભાવ ઉત્પન કરાવામાં અને સૌથી ચુનંદા ઓલમાઓ જરથુસ્ત્રનાં શીક્ષણની સ્તુતી કરતા થાય, એવું

વાતાવરણ ઉભું કરાવામાં મી. દીનશાહ ઇરાની, જેમને ઇરાનમાં ઓલમાઓએ "પીરે મોગાન" (અસલ ઇરાની ધર્મગુરૂઓના વડા) તરીકે પીછાણ્યા, તેમનો બેશક મોટો હાથ હતો. એ સર્વ તરજુમા હવે ઇરાનના લોકો કોલેજોમાં, સ્કુલોમાં, ઘરોમાં અને મસજીદોમાં ઉલટથી વાંચીને જરથોસ્તી ધર્મનાં મોતેબર શીક્ષણો બરાબર સમજવા લાગ્યા છે. ૧૯૩૦ માં એઓએ "ફેલસફેયે ઇરાને બાસતાન" (પુરાતન ઇરાનની ફીલસુફી) તથા "અખલાકે ઇરાને બાસતાન" (પ્રાચીન ઇરાનનું નીતીશાસ્ત્ર) ફારસીમાં છપાવી પ્રગટ કીધી હતી, અને બે વરસ રહીને એજ કેતાબની બીજી આવૃતી તેહરાનમાં છપાવી હતી. એજ મુજબ શાએર આરેફ તથા શાએર એસ્કીનાં કાવ્યોનાં અંગ્રેજી તરજુમા છપાવ્યા હતા.

**સુખનવરાને દૌરે પહેલવી.**

એઓનું છેલ્લું ફારસી પુસ્તક "સુખનવરાને દૌરે પેહલવી" (પેહલવી અમલ દરમ્યાનનાં શાએરો) સદા યાદગાર રહેશે.

એ ઉપરાંત જરથોસ્તી બાલકો માટે "Our Beautiful Navjot Ceremony" ની ગુજરાતી તથા અંગ્રેજી તરજુમા સાથની ચોપડીઓ, તથા Path to Happiness, Gems of Thoughts વગેરે પ્રગટ કીધી હતી, જે એઓની ઇચ્છા અનુસાર એઓનાં મરણ બાદ મેસર્સ જે. બી. કરાણીએ બહાર પાડી છે.

**ઈરાની જરથોસ્તી અનજુમન.**

૧૯૧૮ નાં જમશેદી નવરોઝને દીને મરહુમ શેઠ દીનશાહે હીન્દુસ્તાનનાં ઇરાની જરથોસ્તીઓની ધાર્મીક, સંસારી અને આર્થિક ઉન્નતી માટે મુંબાઇમાં ઇરાની જરથોસ્તી અનજુમન જેવી ઉપયોગી સંસ્થા સ્થાપવામાં આગેવાની લીધી હતી, અને તેની શરૂઆતથી તેના સરનશીન તરીકે કીમતી સેવા બજાવી હતી. એ સંસ્થા મારફતે ઇરાનમાં જરથોસ્તીઓ તથા મુસલ્લીમોનાં લાભાર્થે

અનેક કેલવણી ખાતાંઓ, દવાખાના તથા હુન્નનર ઉદ્યોગનાં ખાતાંઓ સ્થાપવામાં આવ્યાં છે.

વધુમાં માદર-વતન ઇરાન સાથે હીંદના જરથોસ્તીઓનો સંબંધ વધારવા ૧૯૨૨ માં ઇરાન લીગની સ્થાપના થઇ તેના પ્રમુખ મરહુમ સર હોરમસજી કાવસજી દીનશાહ (એડનવાલા) હતા ત્યારે મી૰ દીનશાહ ઇરાની એક ઉપ-પ્રમુખ હતા.

ઇરાન લીગ.

## ઇરાનની મુસાફરી.

ઇરાનના નામદાર શેહનશાહ રેઝાશાહ પેહલવીએ ઇરાનની મુલાકાત લેવાનું ખાસ આમંત્રણ ડો. રબીનદ્રનાથ ટાગોરને, તેમજ મુંબાઇની ઇરાની અનજુમનનાં પ્રેસીડન્ટ મી. દીનશાહ જીજીભાઇ ઇરાનીને કર્યું હતું, તે મુજબ તા. ૮ મી એપ્રીલ ૧૯૩૨ ને દીને અત્રેથી ઇરાન સરઝમીનની મુલાકાતે એક પાર્ટી મી. દીનશાહ જીજીભાઇ ઇરાની, સોલીસીટર, તેમના ધણીયાણી બાઇ મીઠીબાઇ, તથા બેહન બાઇ જરબાનુ, ડો. સોહરાબ જમશેદજી મેહેરહોમજી, મી. બરજોર સોહરાબશાહ આગા, આરકીટેકટ, તેમના ધણીયાણી જરબાનુ તથા બેટા મી. જમશેદ, મી. રૂસ્તમ પેશતનજી મસાની, તથા ઇરાન લીગના સેક્રેટરી મી. કેખશરૂ અરદેશર ફીટરની બનેલી મુંબાઇથી ઉપડી ગઇ હતી. આ પાર્ટીને તેહરાનની જરથોસ્તી અનજુમનનાં પ્રમુખ તથા પાર્લામેન્ટનાં મેમબર અરબાબ કેખશરૂ શાહરોખ, વેપારીઓ તથા જરથોસ્તીઓ માઇલો સુધી એસતેકબાલ લેવાને ગયા હતા. તા. ૨ જી મેને દીને આ પાર્ટીમાંના મહરથોએ નામદાર શેહનશાહ રેઝાશાહ પેહલવીની મુલાકાતે તે નામદારની દરબારમાં રસ્મી પોષાકમાં જઇ તે નામદારને ઇરાની અનજુમન તરફનું માનપત્ર સાથ મી. દીનશાહે પોતા તરફથી પોતે રચેલી ફારસી ચોપડીઓ રૂપાંનાં કેસમાં નઝર કર્યું હતું. અને એ નામદારની ૬૫"×૪૫" ની મોટી

તસવીર જે વગર હાંસલે મરહુમ મી. મંચેરજી ફકીરજી પીઠાવાલા આરટીસ્ટે દોરી આપી હતી, તે હીન્દના પારસીઓની ઇરાન લીગ તરફથી તે નામદારને ભેટ કરી હતી. મી. દીનશાહની રગોમાં પસરેલી ઉંડી ઇરાન-પરસ્તી જગજાહેર હોવાથી ઈરાનના નામદાર શેહનશાહ રેઝાશાહ પેહલવીએ એઓના કામની કદરશનાસીમાં **"નેશાને એલમી"**નો પેહલા દરજ્જાનો ખેતાબ એનાયત કર્યો હતો. મી. દીનશાહની ઇરાનની મુલાકાત દરમ્યાન શીરાઝ, ઇસફહાન, અને તેહરાનની મ્યુનીસીપાલીટી તથા ઇરાની જરથોસ્તીઓ તરફથી અનેક મેળાવડાઓ મધે માનપત્રો એનાયત થયાં હતાં, તેમજ તેહરાનની લીટરરી સોસાયટી, વઝારતે મઆરફ, કોલેજ, સ્કુલ તથા બીજે અનેક ઠેકાણે પ્રાચીન ઇરાન, હાફેઝ, હીન્દ, વગેરે બાબદો પર મી. દીનશાહે ભાશણો આપ્યાં હતાં અને તે ત્યાં બહુ પ્રસંશા પામ્યાં હતાં.

**તે બાબે ભાષણો.**

મી. દીનશાહે ઇરાન જઇ આવ્યા બાદ પોતાના અનુભવનાં અનેક ભાષણો આપ્યાં હતાં. એવણનું ભાષણ અત્રેના રીપન કલબમાં એક દબદબાભર્યાં ખાણાંને પ્રસંગે અપાયું હતું. એવણે અનેક મેળાવડાઓમાં ઇરાનને લગતો પોતાનો અનુભવ રજુ કરી એ દેશમાં છેલ્લા દાહેકામાં કેવા ભારે સુધારા થયા હતા તેનાં સંગીન બયાન કીધાં હતાં. એઓ એક રોટેરીયન હતા, અને રોટરી કલબ સનમુખ પણ ઇરાન અને ફીરદોસી વીશે ભાષણો આપ્યાં હતાં.

મી. દીનશાહ પાંચ વાર યુરોપની સફરે ગયા હતા. ૧૯૩૧ માં જીનીવા ખાતેની લીગ ઓફ નેશન્સ તરફથી એઓને ભાષણ આપવાનું આમંત્રણ થયું હતું, અને એઓ "West and East" વીષય રજુ કરનાર હતા, પણ નાદરૂસ્ત તબીયતને લીધે પોતે બોલી શકયા હતા નહી, જેથી લીગના એક પરસ્યન મેમબરે એમની તરફથી તે વીષય વાંચી સંભલાવ્યો હતો.

સને ૧૯૩૪ માં ફીરદોસી તુસીની સેનટીનરીના પ્રસંગે ઇરાન જવાનું મી. દીનશાહને આમંત્રણ થયું હતું, અને પોતે ત્યાં જવા

માટે ઘણા ખાહેશમંદ હતા, પણ નાદરૂસ્ત તબીયતને લીધે જઇ શક્યા હતા નહી.

૧૯૩૫ ની એઓની છેલ્લી મુસાફરી દરમ્યાન રોમની "Academy of Literature and Arts" માં પણ એઓને ભાષણ કરવાનું આમંત્રણ થયું હતું, અને "Oriental Culture" પર ભાષણ આપનાર હતા, પણ તે વેલાની ત્યાંની આધાધુધી હાલતને લીધે એઓએ તે ભાષણ આપવાનું દરૂરત ધાર્યું હતું નહી.

**ફસલી સાલ.**

મી. દીનશાહ ઇરાની કદીમ ઇરાનના પારસીઓમાં જે યઝદેઝરદી સને-આપણા શહેનશાહીઓની એક માસ અગાઉ વરસ ગણવાનો-ચાલતો, તેજ ચાલુ રાખવાની તરફેણદારી કરતા ન હતા; પણ આપણું દીની સાલ ફસલોની રચના ઉપર આધાર રાખે છે એમ સમજાવી આસરે ત્રણસે સવાપાંસઠ દીવસની લંબાઇનાં ફસલી સાલની હીમાયત કરતા. એજ ગણત્રી ઇરાનમાં રેઝાશાહ પાદશાહે આજ કેટલાંક વરસ થયાં દાખલ કીધી છે. મુંબઇની પારસી પંચાયતે જે કમીટી આ બાબે નેમી હતી તેમાં મી. દીનશાહને પણ લેવામાં આવ્યા હતા. તેવણે એ કમીટીના રીપોર્ટથી જુદા પડી ફસલી ગણત્રી દાખલ કરવાની હીમાયત કીધી હતી. એજ કારણસર મી. દીનશાહ અત્રે એક ફસલી ધોરણ ઉપર અગીયારી સ્થાપવાની તરફેણદારી કરતા હતા.

**પારસી બેકારી બાબે મેળવેલા અભીપ્રાયો.**

મી. દીનશાહ અનેક ધર્મખાતાંઓના ટ્રસ્ટી તથા કમીટીના મેમ્બર હતા, અને ૧૯૩૫ નાં સાલમાં લેડી નવાજબાઇ રતન તાતા, મી. એન્ડ મીસીસ (હમાબાઇ) જેહાંગીર કે. મેહતા જોડે એવણે પારસીઓની નબલી આર્થીક સ્થીતી બાબે કેવાં વેહવારૂ પગલાં લેવાં, તે વીષે મહેનત લેઇ આગેવાન હમદીનોનાં મત મંગાવી એક રીપોર્ટ મુંબાઇની પારસી પંચાયતને કીધો હતો જે રીપોર્ટ મી. દીનશાહે પોતે લખ્યો હતો. છેલ્લાં

એવણે સર જાંહગીર કુ. કોહયાજી સાથ મલી પારસી બેકારીનાં સવાલ બાબેની મરહુમ સર સોહરાબજી ન. પોંહચખાનાવાલાની યોજના ઉપર વીચાર ચલાવ્યો હતો.

**ફ્રીમેસન.** મી. દીનશાહ એક ફ્રીમેસન હતા. એવણુ લોજ રાઇઝીંગ સ્ટાર ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆના પાસ્ટ માસ્તર હતા અને મેસોનીક લોજમાં પ્રસંગને અનુસાર અનેક ભાષણો આપ્યાં હતાં, જેમાં મુખ્ય "The Meaning of Masonry," "The Message of the Persian Master," "Mysticism in Masonry and The Islamic Sufi Poets of Persia" હતાં.

**એમનું મરણ** મી. દીનશાહ ઇરાનીનું દુખદાયક મરણ મુંબાઇ મધે તા. ૩ જી નવેમ્બર ૧૯૩૮ (ફ્રસલી રોજ રશને માહ આવાં સને ૧૩૦૭ ય. ઝ.) ને દીને ૫૭ વરસની ઉંમર પુરી કરી તે દીવસે નીપજ્યું હતું.

મી. દીનશાહે પોતાનાં ઇરાની નામને સાચ્ચા નીવડીને એ તેમની વહાલી કોમનાં લાભમાં ભારે કીમતી સેવાઓ બજાવી છે. આ સેવા કાંઇ હીંદનાજ ઇરાનીઓ પ્રત્યે ન હતી, પણ ખુદ પોતાના માદર વતનનાં સંબંધમાં પણ છુટે હાથે બજાવી છે. એક માણસ જો ચાહે તો શું શું કરી શકે છે, તે એઓનાં બાબમાં જણાઇ આવ્યું હતું; ખાસ કરીને છેલ્લા બે દાહેકા થયાં મી. દીનશાહ જાહેરમાં આવ્યા હતા તે દરમ્યાન એઓએ જરથોસ્તી કોમની ઉન્નતીનું મીશન સારી રીતે બજાવ્યું હતું.

**કાવ્ય શક્તિ.** મી૰ દીનશાહના પોતાનામાં સારી કાવ્યશકતી હતી. જો કે એવણે પોતે કાવ્યો રચેલાં જણાયાં નથી, છતાં એવણના વીચારો કાવ્ય ઢબે ઘણીવાર દર્શાવેલા જણાતા હતા.

## એમની ઇરાન મધ્યે થયલી મરણુ ક્રિયા.

મી૦ દીનશાહના મરણુની ખબર ગામેગામ ફેલાતાં ત્યાંની અંજુમનોએ સભાઓ ભરી એમના ગુજર પામવાથી કોમને જે ભારે ખોટ ગઇ હતી તે દર્શાવનારા ઠરાવો પસાર કર્યા હતા.

મી૦ દીનશાહ ઇરાનીનાં મરણુની ખબર ઇરાન મધ્યે જઇ પુગતાં, ત્યાંના જાણીતા છાપાઓ "ઇરાન" અને "એતલા" વગેરેએ ભારે અફસોસ જાહેર કરી મી. દીનશાહના ઉંચા સદગુણોની ખબ્બ તારીફ કરી હતી. તા. ૭ મી નવેમ્બર ૧૯૩૮ ને દીને તેહરાનની ફીરોઝ બહેરામ હાઇ સ્કુલના હોલ મધ્યે એમનાં માનમાં ધાર્મીક ક્રિયા કરવામાં આવી હતી, જે વેળા સર્વ ઇરાની જરથોસ્તીઓ ઉપરાંત પાર્લમેન્ટના મેમ્બરો વગેરેએ હાજરી આપી હતી, અને લાગણીભર્યા ઇસારા કર્યા હતા. તેજ મુજબ યઝદના ઇરાની જરથોસ્તીઓએ મરહુમનાં માનમાં ક્રિયાઓ કરાવી હતી.

## સમસ્ત અંજુમનની સભા.

મુંબઇ મધ્યે મી. દીનશાહ જે. ઇરાનીના મીત્રો તથા વખાણુરાઓની મોટી સંખ્યાએ રેકવીઝીશન ઉપર સહીઓ કરી મુંબઇની પારસી પંચાયતના ટ્રસ્ટી સાહેબો જોગ મોકલી સમસ્ત અંજુમનની જાહેર સભા ભરવાની અરજ કરી હતી જેની રૂએ તા૦ ૧ લી એપ્રીલ ૧૯૩૯ ને દીને સર કાવસજી જહાંગીર હોલ મધ્યે શેઠ મંચેરજી પેસ્તનજી ખરેધાતના પ્રમુખપણા હેઠળ સમસ્ત પારસી અંજુમનની સભા મળી હતી જે મધ્યે નીચલો મૂખ્ય ઠરાવ ઉદવાડાના દસ્તુરજી કઇઓજીએ રજુ કરયો હતો:—

"પારસી કોમના એક દીલસોજ ખેરખ્વાહ અને કેળવાયલ સદગુણી સપુત શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાની, બી. એ., એલએલ. બી. સોલીસીટર, નેશાને એલ્મીના રોજ મારેસ્પંદ, માહ અર્દીબેહસ્ત શેહેનશાહી, ૧૩૦૮ યજદેઝર્દી, ફસલી દીની રોજ રશ્ને, માહ આવાં

૧૩૦૭ યજદેજર્દી, તા૦ ૩ જી નવેમ્બર ૧૯૩૮ ઇસ્વી ને વાર ગુરૂને દીને ૫૬ વરસની ઉમરે નીપજેલાં અકાળ મરણ માટે સમસ્ત જરથોસ્તી અનજુમનની આ સભા ભારે દલગીરી જાહેર કરે છે અને એમનાં મરણથી પારસી કોમને ગયલી મોટી ખોટની નોંધ લે છે.

મરહુમ શેઠ દીનશાહ ઇરાની પારસી કોમની અનેક પ્રકારની કીંમતી સેવા બજાવી ગયા છે, ખાસ કરીને હીંદુસ્તાન તેમજ ઇરાનના જરથોસ્તીઓની ધારમીક, નઇતીક, સામાજીક અને આર્થીક બહેતરી માટે તેવણે ગોયા પોતાની તમામ જીંદગી અર્પી હતી.

મરહુમ શેઠ દીનશાહે ઉંચી કેળવણી સંપાદન કરવા બાદ એક બુધ્ધીશાળી અભ્યાસી તરીકેનું જીવન ગાળ્યું હતું, અને પોતે ફારસી જબાનના એક ચુનંદા વીદવાન હોવાથી, તે ભાષાનાં કીંમતી પુસ્તકો રચી વીદયારથી આલમને પોતાના સંગીન જ્ઞાનનો લાભ આપ્યો હતો. તેઓએ જરથોસ્તી ધાર્મીક સાહીત્ય-મૂખ્યત્વે કરીને પવીત્ર ગાથાઓ-નો અભ્યાસ કર્યો હતો, એટલુંજ નહી, પણ તેમાં સમાયલાં બુલંદ નઇતીક શીક્ષણને પોતાનાં રોજીંદા જીવનમાં ઉતાર્યાં હતાં, અને પારસી ચારીત્રને બુલંદતર બનાવવા કાજે ભાષણો તથા લખાણોદ્વારા તેની અગત્યતા સમાજને સમજાવવાને ભારે શ્રમ લીધો હતો. તેઓએ પાછળથી ધી પેશોતન મારકર ઇરાની સાહીત્ય ફંડ મારફતે જરથોસ્તી દીની કેતાબોના ફારસી તરજુમા કરાવવા માટે પોતાના વસીલાથી આર્થીક સાધનોનો મુખ્ય ભાગ મેળવ્યો હતો, તેમજ તે પુસ્તકોના વીદવતભર્યા દીબાચા પોતે લખી યા બીજાઓ પાસ લખાવી, અને પોતે પુરાતન ઇરાનની નીતી અને ફીલસુફી પર કેતાબો રચી, પોતાના ધર્મ પ્રત્યેની જાનફેશાનીનો અચુક પુરાવો આપ્યો હતો. વળી એ ફારસી પુસ્તકોનો ઇરાન તથા હીંદમાં બોહોળો ફેલાવો કરાવી, ઇરાની જરથોસ્તીઓ વચ્ચે ધારમીક જુસ્સાને વધુ પ્રકાશીત કરવાનો જશ મરહુમે મેળવ્યો હતો, એટલુંજ નહી પણ એ સાહીત્યના ફેલાવાથી ઇરાનના ગયર જરથોસ્તીઓ સનમુખ જરથોસ્તી શીક્ષણનું ખરૂં અને ઉમદા સ્વરૂપ પેશ કરીને

ઇરાનનાં વક્ષુરાન વક્ષુર અશો જરથુશ્ત્ર અને તેમની દીન માટે તેમનામાં મોટું માન અને ચાહ ઉત્પન્ન કર્યા હતાં, તેની અહેસાનભરી નોંધ આ સભા લે છે. મરહુમ શેઠ દીનશાહના આ કાર્ય સીધક કામનાં પરીણામે જરથોસ્તી ધરમ વીષે ૧૩૦૦) વરસ પછી પહેલી વાર ઇરાન સરજમીનમાં ઘણો ઉંચો મત પેદા થયો હતો, તેમજ આગલી તાસુબી અને દીન વીરૂધના ખોટા વીચારો નાબુદ થવાથી, ત્યાં જરથોસ્તીઓ તરફનું આખું દ્રષ્ટીકોણ અને વર્તણ ફરી જવા પામ્યું હતું.

એ ઉપરાંત, મરહુમ શેઠ દીનશાહે હીંદુસ્તાનના ઇરાની જરથોસ્તીઓની ધાર્મીક, સંસારી અને આર્થીક બેહતરી માટે આ શહેરમાં ઈ. સ. ૧૯૧૮ માં ઇરાની જરથોસ્તી અનજુમન જેવી એક ઉપયોગી સંસ્થા સ્થાપનામાં આગેવાની લીધી હતી, અને તેની શરૂઆતથી, તેના સરનશીન તરીકે અથાગ અને અનુપમ સેવા બજાવી, પોતાને તેના એક દોસ્ત, ફીલસુફ અને રહેબર તરીકે પુરવાર કર્યા હતા, એમ જણાવતાં આ સભાને સંતોષ હાંસલ થાય છે.

વધુમાં, શેઠ દીનશાહે પારસી કોમ અને તેનાં અસલ વતન ઇરાન દેશ વચેનો સંબંધ ઘાડો કરવાનો સવાલ પોતાનો કરી લીધો હતો, અને તે માટે સને ૧૯૨૨ માં બીજાઓના સહકારથી 'ઇરાન લીગ'ની સ્થાપના કરી, તે મારફત આગલા કીર્તીવંત ઇરાની પુર્વજોથી ઉતરી આવેલી અને હાલ હીંદમાં વસ્તી પારસી કોમ તરફ ઇરાનના હાલના નામદાર શેહેનશાહ તથા તેમના ભણેલા અમલદારોની ભલી લાગણી દોરવવાના પ્રયત્નો કર્યા હતા, અને પારસી કોમના સાહસીકપણા, ઉદયોગ અને પ્રમાણીકપણાનો છાપ તેમના મનપર પાડવાનો જશ હાંસલ કર્યો હતો તેની આ સભા અહેસાન સાથ નોંધ લે છે.

વળી મરહુમ શેઠ દીનશાહ ફસલી સાલ મુજબ વરસની ગણત્રી કરવાના સવાલના મોટા હીમાયતી હતા, અને દીની જશનો, ગાહમબારો વગેરે તેના બરવખતે ફસલ અનુસાર થાય અને કોમ રફતેરફતે એ સંબંધે એકત્ર થવા પામે તે માટે તેમણે બનતા પ્રયાસો કર્યા

હતા તથા તે માટે આતશકદેહ બરપા કરાવવાની હીલચાલમાં આગેલાની લીધી હતી.

મરહુમ શેઠ દીનશાહ ઇરાની કુલ્લે જરથોસ્તી કોમ, ખાસ કરીને તેના ગરીબ વર્ગ પ્રત્યે, મોટી દાઝ અને દીલસોજી ધરાવતા હતા, હાલમાં પારસી કોમમાં વધતી જતી બેકારી તથા ગરીબાઇના સવાલના ઉકેલ માટે કોમના તવંગર વર્ગના બાનુઓ અને ગ્રહસ્થોની દીલસોજી તેમણે મેળવી હતી અને અનુભવીઓનાં મત એકઠાં કરી, પોતાની લથડેલી તબીયત છતાં અથાગ રંજ ખેંચીને તેમણે એક સ્પષ્ટ રીપોર્ટ ઘડી કાઢયો હતો અને શરૂઆતના પગલાં તરીકે કીફાયત ભાડાંનાં તનદરૂસ્તી ભર્યાં મકાનોનું એક વધુ પારસી કોલોની બરપા કરવાની તેમણે ફતેહમંદ કોશેશ કરી હતી. વળી સખાવતી મુસારા મેળવતા કોમના તંગદસ્ત વર્ગ માંહેલા કામ કરી શકે તેવા આસામીઓને કાંઇને કાંઇ ઉદયોગ હુન્નરમાં પાડી, સ્વાધાર તરફ તેમને દોરવવા માટે શેઠ દીનશાહે કોમી સખાવતના રોહને વધારે વહેવારૂ, રૂઢીકારક અને આ યુગની જરૂરીઆતને બરની દીશાએ વાળવાના પ્રયાસો કર્યા હતા, પણ તેમની ચાલુ માંદગી અને કવખતના મરણને લીધે, તેમની ઉદાર અને વહેવારૂ બુદ્ધી અને કારસાજીનો લાભ સદાને માટે કોમે ગુમાવ્યો છે તે કોમની એક કમનસીબી લેખાવી જોઇએ.

મરહુમ શેઠ દીનશાહ ઇરાનીએ એક બાહોશ ફતેહમંદ સોલીસીટર તરીકે મોટી નામના મેળવી હતી અને મેસર્સ મુલ્લાં એન્ડ મુલ્લાં સોલીસીટરોની પેઢીની પ્રતીષ્ઠામાં વધારો કર્યો હતો. ખાસ કરીને, ઇનકમટેક્ષના કાયદાના એક નીપુણ (expert) તરીકે તેવણ પ્રખ્યાત થયા હતા અને એમનું એ વિષયનું મત સત્તાધારી લેખાતું હતું. પોતાના ધંધાની બહોળી રોકાણો છતાં તેઓ પોતાના કાયદા સંબંધી જ્ઞાનનો લાભ કોમ પરકોમના ગરીબોને શોખની સેવા તરીકે આપવાને પછાત પડતા હતા નહી. આ ઉપરાંત ઇરાની સરકારની મુંબઇની કોનસ્યુલેટના ઓનરરી કાયદાના સલાહકાર તરીકે મરહુમ

શેઠ દીનશાહે ઇરાની સરકારની મોટી સેવા બજાવવાનો સંતોષ હાંસેલ કર્યો હતો.

મરહુમ શેઠ દીનશાહ જેમ જાહેર જીંદગીમાં પોતાની સાલેસાઇ, નમ્રતા, સહનશીલતા અને દીલસોજીથી કોમ પરકોમની પ્રીતી જીતી શકયા હતા, તેમ તેઓ પોતાના મીત્રો અને કુટુંબીઓ વચ્ચે એક વિશ્વાસુ મીત્ર, આદર્શ બેટા, માયાળુ ભાઇ, મોહબતવંતા ભરથાર અને ચારીત્રવાન તથા હેતવંતા પીતા તરીકેનું જીવન ગાળી ગયા છે, અને તેમ કરી ભવીષ્યની ઓલાદ માટે એક નમુનેદાર દાખલો મુકી ગયા છે.

શેઠ દીનશાહ ઇરાનીના ગુજર પામવાથી એમના ભલાં મોહરદાર, માતાજી તથા કુટુંબ ઉપર જે ગમગીની આવી પડી છે તે તરફ આ સભા પોતાની દીલસોજી જાહેર કરે છે.

સેવટે આ સભા દુઆ ગુજારે છે કે પાક પરવરદેગાર મરહુમ શેઠ દીનશાહના પવીત્ર રવાનને બેહસ્તની અમર રોશની દેખાડે અને મરહુમનું રવાન મીનોઇ જહાનમાં આગળ અને આગળ વધારો કરતું રહે.”



# પ્રકરણ ૧૭ મું.

## નાજબાનુ હોરમસજી કામા.

ગુલેસ્તાનબાનુનાં બીજા બ્હેન નાજબાનુ અથવા નવાજબાનુ ઉર્ફે અરનવાજબાનું (મીઠીબાઇ) અત્રેના જાણીતા વેપારી શેઠ હોરમસજી એદલજી કામાજીનાં ધણીયાણી થતાં હતાં.

શેઠ હોરમસજી મરહુમ શેઠ એદલજી કામાજીના વડા દીકરા થતા હતા. એવણુ ઇ. સ. ૧૭૮૬ માં પહેલવહેલા શેઠ એદલજી બમનજી ( એદલકાકા ) ની સાથે ચીન ગયા હતા, જ્યાં વેપાર વણજની ઘણી માહીતી મેળવ્યા પછી પોતાનો ખાંનગી

હોરમસજી એદલજી કામાજી '(પાહાવા)'

# નવાજબાનુ હો. કામાની વંશાવળી.



વેપાર તથા આડતનું કામ ચાલુ કીધું હતું, તથા શેઠ હોરમસજી બમનજી વાડીયા અને બીજા અત્રેના જાણીતા વેપારીઓની આડત કરતા હતા. આ માટે એવોએ ત્યાંની પુષ્કળ સફરો કીધી હતી. ઇ. સ. ૧૮૨૩ માં એવણે અત્રે આવી એકાંત જીંદગી ગુજારવા માંડી હતી. એવણુ લાંબી મુદત ચીન મધે કાઢયાથી ચીનાઈ ભાષા સારી પેઠે બોલી જાણુતા હતા, અને ચીનાઓ તથા આપણા લોકો વચ્ચે વેપાર વનજ વગેરેના કાંઇ વાંધા પડે તો એવણુની ડુભાશીઆ તરીકે ઘણાઓને મદદ લેવી પડતી હતી. આથી ચીનાઓ એમને "પાહાવા" કરી ઓળખતા હતા, કે જેનો અર્થ પણુ ડુભાશી-ઓજ થાય છે. મુંબઇમાં પણુ કેટલીકવાર એવણુને ઇનસાફની અદાલતોમાં ચીના બંધવાઓને તેમની બોલીમાં સમજાવવા માટે ઇનટરપ્રેટર તરીકે બોલાવવામાં આવતા હતા, કે જે કામ એવણુ કશાં પણુ લવાજમો લીધા વગર ફકત સરકાર તરફની ફરજ તરીકે મુફત બજાવી આપતા હતા. એવણુ તા. ૫ મી જુલાઇ ૧૮૩૦ (રોજ ૭ માહ ૧૧ (ક). ૧૧૯૯ ય. ઝ.) ને દીને ૬૭ વરસની વયે મરણુ પામ્યા હતા.

(પા. પ્ર. દફતર ૧ લું, પા. ૨૨૭).

(જુવો વંશાવલી).

મી૦ હોરમસજી પોતાની પાછળ ૭ દીકરાઓ નામે નશરવાનજી, દાદાભાઇ, પેસ્તનજી, મંચેરજી, ફરામજી, ડોસાભાઇ અને બહેરામજી મેલી ગયા હતા.

શેઠ હોરમસજી એદલજી કામાના એક દીકરા બેહરામજી
બાઇ રતનબાઇ પેસ્તનજી મેહેરહોમજી સાથ પરણ્યાં
જોડયા કામા, હતા, જેઓના એક દીકરી નવાઝબાઇનાં લગન
શેઠ નવરોજી પેસ્તનજી કામા સાથ થયાં હતાં.

આ શેઠ નવરોજીના દીકરાઓ સીવીલ્યનો બેરામજી અને કામાજી 'જોડયા કામા' તરીકે જાણીતા થયા છે, અને ત્રીજા દીકરા મી. તેહમુરસ્પ (સસેકા તીન પાઉં) મુબઇ ક્રોનીકલ વિગેરે છાપાઓના માલેક થાય છે.

નવાજબાનુના દીકરા મંચેરજી હોરમસજી કામા (સેંચી) (૧૮૧૪-૯૪) એક જાણીતા અકાબર હતા.

**મંચેરજી હોરમસજી કામા (સેંચી).** તેમની "સેંચી" અટક તેવણુ ચીનમાં મહેતાનું કામ કરતા તે ઉપરથી પડી હતી. એવણે પોતાના માતાજી નાજબાનુના પુન માટે ઇરાન મધે કેટલીક છોકરીઓ પોતાના ખરચે પરણાવી આપી હતી.

## ખોરશેદબાનું નામદાર જાવીદ ઇરાની.

ગુલેસ્તાનબાનુનાં ત્રીજાં બ્હેન તે કેખશરૂ યઝદયારનાં બેટી ખોરશેદબાનું શેઠ નામદાર જાવીદ ઇરાની સાથે

**નામદાર જાવીદ.** પરણ્યાં હતાં. નામદાર જાવીદ ઇરાંનથી ઇ. સ. ૧૭૯૦ ને આસરે અત્રે આવ્યા હતા તથા કેટલાક મોગલ વેપારીઓ સાથે ઇરાન તેમજ ચીનનો વેપાર ચલાવતા હતા. જરથોસ્તી દીન આઇનને લગતી બાબદોમાં એવણુ તે વેળાએ ખબરદાર ગણાતા હતા, અને ઇરાનની આપણા લોકોની અસલી રાહરસમો વગેરેને માટે જોઇતી વેળાએ એવણુ તથા મરહુમ ખોદાબખ્શ મહેરવાંન ઇરાંનીનાં મત લેવામાં આવતાં હતાં.

(પા. પ્ર. દફ. ૧ લું, પાનું ૨૪૦).

સુરત મધે દાદાભાઇ નશરવાનજી મોદીના વીધવા બાઇ જાઇજીએ શહેનશાહી જરથોસ્તીઓને માટે એક આતશ-

**સુરતના કદમી આતશબહેરામ કેસમાં જુબાની.** બહેરામ પરઠાવવા માટે અંજુમન પાસે રજા મેલવી તે દરમ્યાન ત્યાંના વતની શેઠ પેસ્તનજી કાલાભાઇ વકીલે પણ કદમી જરથોસ્તીઓને માટે એક બીજું આતશબહેરામ બંધાવવાની શરૂઆત કીધી. આથી સુરતમાં પારસીઓમાં મોટી ચર્ચા ઉઠી હતી કે એક શહેરમાં બે આતશબહેરામ થાયજ નહિ. આ ઉપરથી ૧૮૧૯ માં સુરતની અદાલતમાં એક દાવો માંડવામાં આવ્યો હતો તે મધે કમીશનથી મુંબઇમાં કેટલાક પારસીઓની જુબાની લેવામાં આવી હતી, જેમાં મુલ્લાં ફીરોઝ વગેરે જોડે નામદાર જાવીદે પણ જુબાની આપી હતી.

# શેઠ અરદેશર નામદાર ઇરાનીના કુટુંબની વંશાવળી.



કબીસાની તકરાર.

વળી કબીસાની તકરારમાં ૧૮૨૬ માં કદમીઓ તરફથી એક કમીટી નેમવામાં આવી હતી તેમાં નામદાર જાવીદને પણ સામેલ કરવામાં આવ્યા હતા. નામદાર જાવીદ તા. ૩૦ મી જુલાઇ ૧૮૩૧ ને દીને ૫૦) વર્ષની ઉમરે મરણ પામ્યા હતા.

(પા. પ્ર. દફ. ૧ લું, પા. ૧૬૧, ૧૯૯).

ખોરશેદબાનુંનાં બેટી બાઇ નવાજબાનું એદલજી કાપડયાનાં બેટી જાઇજી, કેખશરૂ ખોદાબક્ષ ઇરાની સાથ પરણ્યાં હતાં. મી. કેખશરૂ ખોદાબક્ષ ઇરાની ૧૮ વરસની ઉંમરે પગ રસ્તે ઘણી હલાકી ભોગવી ઇરાનથી મુંબઇ આવ્યા હતા, અને શેઠ દાદાભાઇ હોરમસજી કામાની પેઢીમાં કામે લાગી ગયા હતા. પોતે જાતી અકકલ હુશીયારીથી વધી એજ પેઢીમાં કલકતે વડા તરીકે ગયા હતા. પાછલથી એવણે પોતાનો વેપાર શરૂ કર્યો હતો, અને મોરીશીયસમાં ૩૦ વર્ષ ખાંડ અને ચોખાનો વેપાર મોટા પાયા ઉપર ચલાવતા. એમનાં પોતાના ઘરનાં ત્રણ સફરી વહાણો હતા. મુંબઇ શહેરમાં મોરીશની ખાંડ એવણે પેહલવેહલી દાખલ કરી હતી. એવણ તા. ૨૪ મી જુન ૧૮૮૬ ને દીને મુંબઇ મધે ૬૩) વર્ષની ઉંમરે ગુજર્યાં હતા. બાઇ જાઇજી કેખશરૂ ખોદાબક્ષના બેટા મી. નામદાર હિરાંબાઇ બહેરામજી કાપડયા સાથ બીજી વાર પરણ્યા હતા. બાઇ હિરાંબાઇ ઇ. સ. ૧૮૯૨ માં ૪૦ વરસની ઉંમરે ગુજર્યાં હતાં. તેમના બેટા મી. અરદેશર નામદારનો જન્મ તા. ૧૫ મી મે ૧૮૮૨ (રોજ મારેસ્પંદ માહ આદર (ક.) ૧૨૫૧ ય. ઝ.) ને દીને મુંબઇ મધે થયો હતો. એવણ મરહુમ પ્રખ્યાત સ્કોલર શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાનાં બેટી બાઇ અસીશબાનું સાથ તા. ૬ થી એપ્રીલ ૧૯૧૯ ને દીને પરણ્યા હતા. મી. અરદેશર જી. આઇ. પી. રેલ્વેના તથા જનરલ બીલ્ડીંગ કંટ્રાકટર તરીકે જાણીતા છે.



# પ્રકરણ ૧૮ મું.

## પીરોજાબાનું પે. મહેરહોમજી.

ફેમશરૂ પઝદીયારના છેલ્લાં બેટી પીરોજાબાનુ શેઠ પેસ્તનજી મહેરવાનજી મહેરહોમજી સાથે પરણ્યા હતા. એવણુ તા. ૨૨ મી નવેંમ્બર ૧૮૬૨ (રોજ ૩૦ માહ ૩-ક.-૧૨૩૨ ય. ઝ.) ને દીને ગુજર્યાં હતાં.

ઉઠમણું. એમનાં ઉઠમણાંમાં એમનાં બેશીઓએ રૂ. ૧૦૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા (મુંબઇની પારસી પંચાયતનાં ફંડની સંવત ૧૯૧૮ના હીસાબની ચોપડી.)

(પા. પ્ર. દફ. ૨ જું પા. ૫૧).

ફરઝંદો. પીરોજાબાનુને નીચલાં ફરઝંદો થયાં હતાં.

૧. શેઠ પીરોજશાહ પેસ્તનજી મહેરહોમજી.

૨. બાઇ આવાંબાઇ તે ખરશેદજી ફ. જુમલાના ધણઆણી.

૩. બાઇ જરબાઇ તે જમશેદ રૂસ્તમ આગાના ધણઆણી.

૪. બાઇ સુનાબાઇ તે હીમજીભાઇ ન. મહેરહોમજીના ધણઆણી.

૫. બાઇ રતનબાઇ તે બહેરામજી હોરમસજી કામાના ધણઆણી.

## પીરોજશાહ પેસ્તનજી મહેરહોમજી.

મઝકુર પીરોજશાહ પેસ્તનજી મહેરહોમજી ૧૮૫૮ માં "મેશર્સ કામાની કું."માં એક એસીસ્ટંટ તરીકે ઇંગ્લાંડ ગયા હતા. ત્યાંના જરથોસ્તીઓના ધર્મના ફંડમાં એવણ પહેલાં બે વરસ ત્રસ્ટી

# પીરોજબાનુ પે. મહેરહોમજીની વંશાવળી.

કૈખશરૂ પગડીવાર









હતા. ૧૮૬૨ માં એવણે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસની મુસાફરી કરી હતી અને તેનું નાનું પુસ્તક ગુજરાતી ભાષામાં ૧૮૬૪ માં "અમેરીકાની મુસાફરી—એક પારસી ગ્રહસ્થે સને ૧૮૬૨ માં ઇગ્લાંડથી અમેરીકા યુનાઇટેડ સ્ટેટસ ખાતેની મુસાફરીમાં કરેલી નોંધ", એ નામે બહાર પાડયું હતું. તે બાદ પાછા મુંબઇ આવી મેસર્સ ધનજીભાઇ ખરશેદજી રતનાગર અને બરજોરજી ખોરદાદ ઇરાની સાથે મુંબઇ, સીંગાપોર, પીનાંગ, વગેરેનો વેપાર કરવા માંડયો. એવણે તા. ૩ જી માર્ચ ઇ. સ. ૧૮૭૭ ને દીને મુંબઇ મધે દાદર તરફ માટીનાં તરેહવાર જાતનાં "ઇનેમલ" કરેલાં વાસણો તથા સણગારની બીજી જીનસો બનાવવાનું એક કારખાનું "પીરોજશાહ પોટરી વર્કસ"ને નામે ઉઘાડયું હતું, તે કારખાનું ખોલ્લુ મેલવાની ક્રિયા મરહુમ શેઠ બેહરાંમજી જીજીભાઇ, સી. એસ. આઇ. એ એક મોટા મેળાવડાની હજુરમાં કીધી હતી. શેઠ બહેરામજીએ આ નવો ઉદયોગ દેશમાં દાખલ કરવા માટે શેઠ પીરોજશાહ તથા તેમના મજકુર ભાગ્યાઓને શાબાશી આપી હતી, તથા શેઠ મંચેરજી હોરમસજી કામાજી, ડા. થોમસ બ્લેની, મેસર્સ માર્ટીન ઉડ અને રીએનઝી વોલ્ટને ભાષણો કરી આ નવા સાહસની ફતેહ ઇચ્છી હતી.

એ કારખાનું જોવાને મુંબઇના નામદાર ગવરનર સર ફીલીપ વુડહાઉસ તા. ૨૦ મી માર્ચ ૧૮૭૭ ને દીને ગયા હતા, અને ત્યાં થતું કામ જોઇ ખુશી થયા, તથા એવાં કારખાનાંને મુંબઇના લોકોએ ઉત્તેજન આપવું જોઇયે એવી મજબુત સિફારસ કીધી હતી. મી. પીરોજશાહને કચ્છના મહારાજાએ પોતાના માંડવી ગામમાં એવું એક પોટરી વર્ક ઉભું કરવા બોલાવ્યા હતા અને ૧૮૭૮ માં ત્યાં જઈ બધું બતાવી આવ્યા હતા. એવણુ તા. ૭ મી જુન ૧૯૦૪ (રોજ ૨૭ માહ ૯ -શે.- ૧૨૭૩ ય. ઝ.) ને દીને ૬૮ વર્ષની ઉમરે મરણ પામ્યા હતા.

(પા. પ્ર. દફ. ૨ જું. પા. ૫૮૪, તથા દફ. ૪ થું, પા. ૬૨).

(જુવો વંશાવલી).

એમના બેરશી.

મરહુમ શેઠ કાવસજી ફ્રામજી બરણીવાલા (જેમનાં એક બેટી મરહુમ બાઇ નવાજબાઇ તે આ પુસ્તકના કર્તા મી. રૂ. બ પેમાસ્તરના માતાજી થતાં હતાં તેવણ) પોતાની નઝદીકની સગાઇ ગુલેસ્તાનબાનુના બહેનની ઓલાદના મઝકુર શેઠ પીરોજશાહ પેસ્તનજી મહેરહોમજી સાથ હોવાનું જણાવતા હતા.

ફરઝંદો.

શેઠ પીરોજશાહને નીચલા પાંચ દીકરાઓ થયા હતાઃ—

૧) પેસ્તનજી, ૨) અરદેશર, ૩) કેખશરૂ, ૪) રૂસ્તમજી, ૫) ફ્રરદુનજી.

મઝકુર મી. રૂસ્તમજી એક અચ્છા ક્રીકેટર તરીકે જાણીતા છે.

(જુવો વંશાવલી).

સેતરંજની રમ-માં અદભુત મગજશકિત ધરાવનાર એ કુટું-બનો એક નબીરો.

આ મહેરહોમજી કુટુંબનો એક દસ વર્ષની ઉંમરનો જવાન બાળક નામે ફ્રામરોજ મનચેરશાહ બેજનજી મહેરહોમજી સેતરંજની બાજી ખેલવામાં એટલી તો મગજશકિત બતાવતો હતો કે કેટલાક સારા રમનારાઓને તેણે મહાત કરી હેરત કર્યા હતા. તેની એ શકિત એક મોઅજેજા સમાન મનાતી હતી, અને તે કુદરતે નવાજેલો એક જીન્યસ કહેવાતો. એ બાળકનું અકાળ મરણ કમનસીબે તા. ૧૬ મી એપ્રીલ ૧૮૭૪ ને દીને ફકત દસ વર્ષની વયે નીપજ્યું હતું.

(પા. મૃત્યુક ભાગ બીજો પા. ૧૨૦).



# પ્રકરણ ૧૯ મું.

## ઈરાન બાબે ઉલટ ધરાવનારાં મંડળો.

---

### ઇરાનીઓ માટે મદરેસા.

તા. ૨૨ મી સપટેમ્બર ૧૮૪૮ ને દીને મુંબાઇમાં મી. ખરશેદજી અરદેશર દાદીભાઇએ (દાદીશેઠે) એક ઘર ખરીદ કરી લીધું હતું જ્યાં જરથોસ્તી છોકરાઓને ઝંદ અવસ્તા શીખવવા સારૂં નિશાળ તથા ઇરાની પારસીઓને ઉતારાની જગો કરીને રાખી હતી.

(મી. રૂ. બ. પેમાસ્તરની 'અહેવાલે ખાનદાને દાદીશેઠ' પા. ૧૯૦.)

હાલના જમાનામાં નીચલાં ત્રણ મંડળો ઇરાનની બહેતરી માટે ભારે ઉલટ બતાવી અગત્યનું કાર્ય કરતાં રહયાં છેઃ—

૧. ઇરાન દેશમાં રહેનારા ગરીબ જરથોસ્તીઓની પરવરશી કરી તેમની હાલત સુધારવા સારૂ સ્થાપેલી મંડળી.

૨. મુંબઇની ઇરાની જરથોસ્તી અંજુમન.

૩. ઇરાન લીગ.



### ચોપાટીની ઇરાનીઓ માટેની ધર્મશાળા.

નાચાર ઇરાની જરથોસ્તીઓ માટેના ફંડના ટ્રસ્ટીઓએ ઇ. સ. ૧૮૫૧ માં મુંબઇમાં ચોપાટી મધ્યે લાચાર ઇરાનીઓને રાખવાને માટે એક વાડીની જગ્યા શ્રીમંત રામાનંદ સરસ્વતી સ્વામી પાસેથી રૂ. ૪૪૧૬ની કીમતે વેચાતી લીધી હતી, જેમાં સર જમશેદજી જીજીભાઇએ પણ રૂ. ૨૦૦૦ બક્ષેષ દાખલ આપ્યા હતા.

તા. ૨૩ મી ઓગસ્ટ ૧૮૫૧ ને દીને મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના ઉઠમણાની મીજલસમાં તેમની પુંજીમાંથી રૂ. ૧૦૦૦, તથા ત્રણે દીકરાઓ શેઠો અરદેશર, નશરવાનજી અને હોમજીએ મળી રૂ. ૩૦૦૦, તથા દીકરીઓ બાઈ મહેરબાઇ તથા

માણેકબાઇએ મલી રૂ. ૧૦૦૦, તથા દીકરીના દીકરાઓ શેઠ કાવસજી જાંહગીરજી રેડીમનીએ રૂ. ૧૫૦૦, અને શેઠ હીરજી જાંહગીરજી રેડીમનીએ રૂ. ૫૦૦, મલી રૂ. ૭૦૦૦ ની રકમની ગરીબ ઇરાનીઓને રહેવાને વાસ્તે ડુંગરવાડી આગળ ઇરાનીઓનાં ફંડના ત્રસ્ટીઓએ જે ઉપલી જમીન લીધેલી હતી તે ઉપર એક મીલકત એ મરનાર શેઠીઆનાં નામથી બાંધવા સારૂં તંદરોસ્તી પઢાવી હતી. આ ઉપરથી શેઠ ખરશેદજી અરદેસર દાદીશેઠનાં પુનને માટે તેમના સાહેબજાદાઓએ રૂ. ૧૫ હજાર ખરચી ઇરાનીઓને રહેવા માટે એક ધર્મશાળા બંધાવી હતી. આ ધર્મશાળા ખોલ્લી મુકવાની ક્રિયા તા. ૨૦ મી ઓગસ્ટ ૧૮૫૩ (રોજ ૨૯ માહ ૧૨ (ક) ૧૨૨૨ ય.ઝ.) ને દીને એક જાહેર જશનથી કરવામાં આવી હતી.

આ પછી તા. ૮ મી સપટેમ્બર ૧૮૫૩ ને દીને મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના પુન માટે શેઠો અરદેશર ખરશેદજી દાદી, નશરવાનજી ખરશેદજી દાદી, તથા હોમજી ખરશેદજી દાદીશેઠે લાચાર ઇરાની જરથોસ્તીઓના ત્રસ્ટ ફંડ માટે રૂ. ૧૫ હજારની કીંમતની ચોપાટીની ધર્મશાળા (જે ૨૮૦૦ ચોરસવાર જમીન ઉપર આવી છે તે) શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠની ધર્મશાળાનું નામ આપવાની શરત સાથ બક્ષેપ આપી હતી.

આ ધર્મશાળાની ઇમારત ઉપર નીચે મુજબ ત્રણ જગ્યાએ તખ્તી મારવાની શરત કીધી હતી:—

ધર્મશાળાના ઓટલા ઉપર નીચલી તખ્તી અંગ્રેજી, ગુજરાતી તથા ફારસી ભાષામાં છે:—

"શ્રી પાક ઇઅજદાંનાં નામથી શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠ ની ધરમશાળા ત્રસ્ટમાં આપી છે ગરીબ જરથોસ્તી ઇરાનીઓને વાસ્તે. ઇઅજદેઝર્દી સને ૧૨૨૨, અંગ્રેજી સને ૧૮૫૩, ગુજરાતી સંવત ૧૯૦૯ વીક્રમાજીત."

"In the name of God Amen, Cursetjee Ardesher Dadiset's Dharamsala under Trust for the Desti-

**tute Iranee Parsee Zoroastrians erected in the year Yezdezerdi 1222, Vicramajit 1909, and Christian 1853."**

આ બાબેતનું એક ત્રસ્ટદીડ શેઠો અરદેશર ખરશેદજી દાદી, નશરવાનજી ખરશેદજી દાદી અને હોમજી ખરશેદજી દાદી (એક તરફથી), અને શેઠો માણેકજી નશરવાનજી પીટીટ, રૂસ્તમજી રતનજી વાડીઆ, મહેરવાનજી ફરામજી પાંડે, જમશેદજી પેસ્તનજી પાંડે અને કાવસજી અરદેશર સાહેર જેઓ ઇરાની ચેરીટી ફંડના ત્રસ્ટી હતા તેઓ (બીજી તરફથી) વચ્ચે થયું હતું, અને તેમાં એવો બંદોબસ્ત કીધો હતો કે એ ધર્મશાળા હંમેશા લાચાર ઇરાનીઓને રાખવાના કામસરજ વાપડે અને અગરજો હવે પછી એવો બનાવ બને કે એ ધર્મશાળામાં લાચાર ઇરાનીઓ નહી રહે તો જરથોસ્તીઓની સંગાથે એ લોકો રાખનારાં એવાંજ બીજાં કોઇના ધરમનાં કારણુસર મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠના વડા દીકરા શેઠ અરદેશરની અથવા તેમના મરદ વારસની, અથવા તેમને ત્યાં મરદ વારસો ન હોય તો શેઠો નશરવાનજી અને હોમજીના, અને તેમને ત્યાંબી ન હોય તો શેઠો હીરજીભાઇ અને કાવસજી જાંગીરજી રેડીમનીના મરદ વારસોની પરવાનગી લઇને વાપડે.

એ પછી તા. ૧૪ મી સપટેમ્બર ૧૮૫૩ ને દીનથી એ ધર્મશાળામાં ઇરાનીઓને રાખવામાં આવ્યા છે. આ મકાનની આસપાસની ખાલી જગા ઉપર એવાંજ કારણુસર જેબી જરથોસ્તી બીજી ઇમારત બાંધવા ચાહે, તો તે અમલા તથા મકાનના મુતવલીઓની પરવાનગી મેળવ્યાથી તેવા શખસ અથવા શખસોને છુટ આપવાનું મજકુર ખતમાં દાખલ કીધેલું કહેવાય છે.

એ ધર્મશાળાને લગતી જમવાની જગા કમી હોવાથી અને શહેર સુધારા ત્રસ્ટે આસપાસની જગા ઉંચી કરવાથી છાપરૂં જે બીરમાર હાલતમાં આવ્યું હતું તે ઉચકવું પડવાની જરૂર પડી તેનો

લાભ લઇને એ ઓટલા પર માળ કરવાનો ધર્મશાળાના ત્રસ્ટીઓએ ઠરાવ કીધો હતો કે જેથી ધર્મશાળાના વ્યવહારમાં મોકલાસ થાય અને ઇરાનથી વખતે વધુ જરથોસ્તીઓ આવે તો તેઓની પણ સગવડ સચવાય.

## ઇરાનીઓ માટે એક બીજી ધર્મશાળા.

સર કાવશજી જહાંગીર, જેમના મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદી મમાવા થતા હતા, તેવણે શેઠ ખરશેદજી વાલી ધર્મશાળાનાં કંપાઉન્ડમાંજ તેની પડોશમાં એક બીજી ધર્મશાળા બંધાવી હતી.

લેડી સાકરબાઇની સલાહથી તેમના માનવંત ખાવીંદ સર દીનશાહ મા. પીટીટ, ૧ લા બેરોનેટે ઇરાન દેશના ધર્મના ફંડમાં, ઇરાન દેશના ગરીબ જરથોશ્તીઓની હાલત સુધારવાના ફંડમાં, તથા મુંબઇના નાવારેસ ઇરાની જરથોસ્તી ફંડમાં રૂ. ૩૪,૬૯૪ ની સખાવત કીધી હતી.



## ઇરાનથી આવતા લાચાર જરથોશ્તીઓની પરવરશી માટેનું ફંડ.

ઇરાનથી અત્રે આવતા લાચાર જરથોસ્તીઓની પરવરશી કરવા તથા તેઓમાંનાં લાયકોને મુસારો આપવા માટે મુંબઇવાલા શેઠ બરજોરજી ફરાંમજી પાંડેએ અતરેના જરથોસ્તીઓમાં એક ઉઘરાંણાનું લીસ્ટ ફેરવ્યું હતું, જેમાં ઘણાંક જરથોસ્તીઓએ પોતાની ગુંજાસ માફક માસીક લવાજમ આપ્યો હતો. આ ફંડનો વહીવટ શેઠ બરજોરજીના ભાઇઓ તે અતરેના જાણીતા દુકાનદારો શેઠો પેશતનજી અને મેહરવાનજી ફરાંમજી પાંડેએ ઓનરરી સેક્રેટરીઓ તરીકે ચલાવવાને માથે લીધું હતું.



**ઈરાન પરસ્ત શેઠ પેસ્તનજી દો. મારકર. (નેશાને એલ્મી)**

ઈરાની જરથોસ્તી અંજુમનના હાલના પ્રેસીડન્ટ તથા ઈરાન લીગના એક વાઈસ પ્રેસીડન્ટ અને પેટ્રન, ઈરાનમાં યઝદ ખાતે કેળવણીના અનેક ખાતાંઓના સ્થાપક, તથા ઈરાનની ચળવળના મોટા અગ્રેસર.





મરહુમ શેઠ

**માણેકજી લી. હાટરીઆ.**

ઇરાનના જરથોસ્તીઓની મહાન સેવા બજાવનાર પહેલા પારસી મીશનરી.





મરહુમ શેઠ

**અરદેશીરજી એદલજી રીપોર્ટર.**

ઇરાનીઝમની ચળવળને આગળ વધા-રનાર મોટા પારસી રાજદ્વારી નર

૧૮૫૪ માં અત્રેના નાચાર ઇરાનીઓનાં ફંડનાં ટ્રસ્ટીઓએ મી. **માણેકજી લીમજી હાટરીઆને** ઇરાન મધે ત્યાંના જરથોસ્તીઓની ખરી હાલતથી વાકેફ થઇ તેનો વીગતવાર રીપોર્ટ કરવાને મોકલ્યા હતા, જેવણે ત્યાં જઇ સઘળો રીપોર્ટ અત્રે કરવાથી ૧૮૫૫ની શરૂઆતમાં "ઇરાન દેશમાં રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળી" અત્રે સ્થાપવામાં આવી.



## પ્રકરણ ૨૦ મું.

## ઈરાનના જરથોસ્તીઓની બહેતરી માટે જીવતોડ મહેનત કરનાર મહાન પારસી મીશનરી મી. માણેકજી લીમજી હાટરીઆ.

ઇરાનના જરથોસ્તીઓની લાંબા વખતની પડતીના વખતમાં એકાએક કુદરતે હિંદના એક સાચા પારસી બચ્ચાને પેદા કરી તેના જીગરમાં પોતાના માદર-વતન ઇરાન માટે જબરી આગ ઉત્પન કરી તેને ત્યાં પહેલા પારસી મીશનરી તથા અઠંગ મુસાફર તરીકે જઇ ઠરીઠામ થવાને મોકલી આપ્યો. આ મીશનરી નર તે મજકુર માણેકજી લીમજી હુશંગ હાટરીઆ હતા.

મી. હાટરીઆએ ઉપલી મંડળીના આડત્યા તરીકે ઈરાનમાં રહી કેટલીક મકતબો તથા બોરડીંગ સ્કુલ સ્થાપી, ધર્મનાં મકાનોને બીસમાર હાલતમાંથી સારી હાલતમાં મેલ્યાં, દાહંબાર તથા જશનો શરૂ કરાવ્યાં અને લાચાર જરથોસ્તીઓની છોકરીઓને પરણાવી આપી.

**મી. હાટરીઆનો જન્મ ઇ. સ. ૧૮૧૩ માં સુરતની પાસેના વેસુ ગામમાં થયો હતો. મી. માણેકજી પ્રથમ ૧૮૪૫ માં મેસર્સ જાંગીરજી નસરવાનજી (જસાવાલા)ની કું૦ તરફથી ચીન અને તે પછી હિંદુસ્થાનના બીજા ઘણાક ભાગોમાં ફરી આવ્યા હતા.**

**(પા. પ્ર. દફ. ૩ જું, પા. ૩૨૭).**

ઇરાન દેશનું ધર્મખાતું.

"શ્રી ઇરાંન દેશનું ધરમખાતું" એવાં નામનું એક જુદું ફંડ ઉભું કરવાને તા. ૯ મી જાનેવારી ૧૮૫૪ ને દીને અત્રેના જરથોસ્તીઓમાં એક ઉઘરાણાંનું લીસ્ટ ફેરતું કીધું હતું, તથા તા. ૩૧ મી માર્ચ ૧૮૫૪ ને દીને મજકુર શેઠ માણેકજી લીમજી હાટરીઆને ઇરાન મોકલ્યા હતા, જેઓએ ઇરાન ખાતે જઇ ત્યાંના આપણા જરથોસ્તીઓની હાલત, તેઓ પાસેથી લેવાતો જજીયાનો કર, તથા તેઓના પર પડતા ઘણીક જાતના સીતમોનું બ્યાન અત્રે કાગજ લખીને જાહેર કીધું હતું, તે ઉપરથી એ અગત્યની ધર્મની બાબદ ઉપર મુંબઇના જરથોસ્તીઓનું ધ્યાન ખેંચવા તથા મદદ મેલવવા ઉપલા નાચાર ઇરાનીઓનાં ફંડના ત્રસ્ટીઓએ અત્રેના આગેવાન જરથોસ્તીઓની એક સભા કોટમાંના શેઠ માણેકજી નશરવાનજી પીટીટનાં ઘર મધે બોલાવી હતી. સરનશીનની ખુરશી શેઠ માણેકજી નશરવાનજી પીટીટને આપવામાં આવી હતી જયાં તેવણે શરૂઆતમાં એક ભાષણ કરી યઝદ મધેનું દોખમાંનું કામ પુરૂં કરવાને, જજીયાના કર બાબે બંદોબસ્ત કરવા, તે તરફ લાચાર જઈફ જરથોસ્તીઓની પરવરશી કરવા, તથા તેમનાં બાળકોને કેળવણી આપવા, અને ત્યાંનાં બાકી રહેલાં ધર્મનાં મકાનોની મરામત કરાવવા, વગેરે બાબદો ઉપર ધ્યાન પહોંચાડવા અને તે બાબે એક જુદું ખાતું સ્થાપવાની સુચના કીધી હતી.

## યઝદનું દોખમું.

ઇરાંન મધે યઝદ શહેરનું દોખમું જે ઘણું પુરાતન અને બીસ્માર હાલતમાં હતું તેથી ત્યાં એક નવું દોખમું બંધાવી આપવાને અત્રેના નાચાર ઇરાનીઓનાં ધર્મનાં ફંડના ત્રસ્ટીઓએ ઇ. સ. ૧૮૪૭ માં એક ઉઘરાણું કીધું હતું તે મધેથી તે તરફ એક નવું દોખમું બંધાવી આપવાને, તથા ઇરાન મધે આપણા બાકી બચેલા જરથોસ્તીઓ ઘણી ગરીબ અને પરેશાન હાલતમાં હોવાને લીધે તેઓ ઉપર ત્યાંના ઇસ્લામી રાજયવાલાઓ તરફથી તરેહવાર જાતનો જુલમ અને ગેર ઇનસાફ થવાથી તે ટાળવાનો ઉપાય કરવાને,

તેમજ તે લોકોની હાલત અને હાજતો શું છે તે નજરોનજર જોઇ અત્રે રીપોર્ટ કરવાને મજકુર ઇરાનીઓનાં ફંડના ત્રસ્ટીઓ શેઠો માણેકજી નશરવાનજી પીટીટ, રૂસ્તમજી રતનજી વાડીયા, મહેરવાંનજી ફરામજી પાંડે, કાવશજી અરદેશર શાએર, અને જમશેદજી પેસ્તનજી પાંડેએ અત્રેથી ઇ. સ. ૧૮૫૪ નાં સાલની શરૂઆતમાં શેઠ માણેકજી લીમજી હાટરીઆ, જેઓ આગલ હિંદુસ્તાન મધે ઘણાક મુલકોની સફર કરી આવેલા તથા રાજદરબારી રીતભાતોથી માહેતગાર હતા તેમને ઇરાંન ખાતે મોકલવાનો ઠેડાવ કીધો હતો, તેઓએ ત્યાં ગયા પછી તે તરફના આપણા લોકોની હાલત સુધારવાને ઉપલા ટ્રસ્ટીઓએ બંદોબસ્ત કીધો હતો.

(પા. પ્ર. દફતર ૧ લું, ૬૫૬-૬૫૭).

૧૮૬૪ માં મી. હાટરીઆ મુંબઇ પાછા ફર્યા તે પછી તા. ૨૦ મી માર્ચે અત્રે ઇરાનીઓની હાલત વિષે એક ભાપણ કીધું તથા "એઝહારે શીયાને ઇરાંન" નામનું પુસ્તક પ્રગટ કીધું હતું.

એમનું પુસ્તક.

## જજીયાના સીતમનો કર.

સૌથી કરપીણ, સૌથી દીલ ધુજાવનાર જે જુલમ અને આઝાબ માણેકજી પહેલ વહેલા ઇરાન ગયા ત્યારે તેવણે જોયો તે જરથોસ્તીઓ પાસેથી જજીયા વેરો લેવાની ઘાતકી રીત હતી. અપ્રમાણીક બેકદર અમલદારો શાહી સરકારે ઠેરવ્યા કરતાં બમણો ત્રણ ઘણો કર ભારે ઝનુનથી વસુલ કરતા હતા, અને તે વેલા જે કરૂણારસીક દેખાવ થતો હતો તે પત્થરની છાતીનાંને પણ પીગલાવનાર હતો. શાહી દરબાર તરફથી જરથોસ્તીઓ પાસેથી ૬૬૭ તુમાન માથા વેરો લેવાનું નકી થયું હતું, પણ તેમાં ગવરનરો, મેજીસ્ટ્રેટો, કલેકટરો વગેરે પોતાનાં ભારે કમીશન કાઢી ગરીબ જરથોસ્તીઓ પાસેથી ૨,૦૦૦ તુમાન યાને રૂ. ૬૦૦૦ ઉઘડાવતા હતા! ના, એટલુંજ નહિ પણ કેટલીકવાર તો રૂ. ૧૦ હઝારથી ૨૦ હઝાર સુધી પણ કઢાવતા હતા. જો કે પારસી વસ્તીમાંથી ૧૦૦૦ મરદો ને કર આપવાનો હતો, પણ આ સંખ્યામાંથી ફકત ૨૦૦ જણા તે આપવાની શકતી ધરાવતા હતા, જ્યારે ૪૦૦ જણા મોટી મુશ્કેલીથી આપી

શકતા હતા, અને બાકીના ૪૦૦ ગમે તેવા જુલમ છતાં આપી શકતા ન હતા, કારણ તેઓ તદન મુફલીસ હતા. આ ઉપરથી વાર્ષિક આકરા કરની ઉઘરાણી વેલા જરથોસ્તી કુટુંબો ઉપર કેટલાં દુઃખો પડયાં હશે તે સહેલથી સમજી શકાય છે. દિવસો અગાઉથી કમનસીબ જરથોસ્તીઓ આવતી આફતનાં ખ્યાલોથી ધુજી ફીરતારની યાદ કરી આંખપાણી કરતા હતા; કંઇકો પાક જરથોસ્તી દીન ઉપર એોસ્તવાર રહી બૈરી છોકરાં પાછળ મુકી બીયાબાન પહાડોમાં નાશી જતા હતા; કંઇકોને ઘરમાંથી ખેંચી કાઢી નાતરસ અમલદારો સખત માર મારતા હતા, તેઓની નજર સામે તેઓનાં બાળકોને રીબાવવામાં આવતાં હતાં, કંઇકોનાં બાળકોને કરની રકમ ભરપાઇ ન કરવાની સજામાં મુસલમાન બનાવવામાં આવતાં હતાં. આવા અસહ્ય જુલમ વખતે જે કોઇ કંગાલ જરથોસ્તી મઝહબ તજી મુસલમાન થતો હતો તેને તરતજ આઝાબમાંથી મુકત કરવામાં આવતો હતો; તેથી લાચારી વખતે આફત ન ખમી શકાવાથી બીચારા જરથોસ્તીઓ વટલતા ગયા, અને તેવી રીતે દર વર્ષ તેઓની સંખ્યા વધુ ને વધુ ઓછીજ થતી ગઈ. તેઓ પોતાનો જરથોસ્તી મઝહબ પણ નામનોજ પાળતા હતા, અને દરેક રીતે ચાલુ આફતોથી દબાઇ કંગાલ આશાહિન બની ગયા હતા. આથી જ્યારે માણેકજી હાટરીઆ ઇરાન ગયા ત્યારે જરથોસ્તીઓની લાખોની સંખ્યા **ઘટી ફકત ૭૦૦૦ ઉપર આવી ગઇ હતી.** મામલો તદન ગંભીર હતો અને જુલમથી વટલતા જરથોસ્તીઓને બચાવી લેવાની તાકીદે જરૂર જણાઇ હતી.

## માણેકજીની રાહબરીનું કાર્ય.*

આ કાતીલ આજાઓનો અસરકારક ઉપાય બે બાબતોથી થઇ શકતો જણાયો:—

(૧) જજીયાની રકમ અમુક મુકરર કરાવવી.

(૨) જજીયાની રકમ પરભારી તેહરાન મોકલવી.

ઉપલો ઉપાય લેવાયાથી જુલમગાર લાંચીયા સરકારી અમલ-

---

* ("માણેકજી હ'ટરીઆનું જન્મ વૃતાંત" ઇરાન લીગ ચો. નં. ૫. લ. મી. કયખુશરો જા. ફીટર પા. ૧૧-૧૩).

દારોનો લાભ બહુ જોખમાતો જોઇ તેઓએ તરેહવાર તોફાનો કીધાં, માણેકજી સામે ભારે મુસીબતો નખાઇ, અને કાવત્રાં થયાં, પણ આ ખંતીલા જરથોસ્તી પાછળ હઠયાજ નહિ. તેવણે ભારે કુનેહથી તેહરાનની દરબારમાંનાં ઇંગ્રેજી એલચી, તથા ફ્રેંચ એલચી કાઉન્ટ ગોબીનો (Comte de Gobineau) ની ભારે દીલસોઝી જરથોસ્તીઓ તરફ ખેંચી અને દરબારનાં ઉમરાવોને ભેટ-સોગાદો કરી કંઇક ઉમરાવોની મોટી ખુશામત કીધી અને આખરે પોતાની એ મતલબમાં તેવણ પાર પડયા, જેથી (૧) જજીયાની રકમ ૯૦૭ તુમાન અને ૭ કરાન નકી થઇ. અને (૨) તે રકમ પરભારી તેહરાન ખાતે મુંબઇની મંડલી તરફથી મોકલવા ગોઠવણ થઇ ગઇ.

## ૨૮ વર્ષની ખંતનું પરીણામ આવ્યુ--જજીયા કર નાબુદ થયો.

ઉપલાં પરીણામથી પણ "માણેકજી સાહેબ" જેવા ઉમદા ખમીરનાં જરથોસ્તી સંતોષ પામ્યા નહિ. નાણા પરભારા ભરવાની ગોઠવણ થઇ હતી, પણ મુંબઇનાં અકાબરોનું "જજીયા ફંડ" એટલું મોટું ન હતું કે તે લાંબો વખત સુધી રાહત આપે. આથી માણેકજી એ તો આ કરને નાબુદ કરાવવા કમર કશી તેહરાનમાં રહી તેવણ અનેક રાજદ્વારીઓ, પરદેશી એલચીઓ, વગેરેનાં વધુ ને વધુ ધાડા સંબંધમાં આવ્યા, વારંવાર ઇરાની દરબારીઓને કીમતી ભેટ-સોગાદો કરાવી પોતાની નેમ નજર સામે રાખી હતી. એક વખત તો જજીયા બાબેનાં ફંડની હાલત વિષે નિરાશા ઉપજાવનારો જવાબ મુંબઇથી આવ્યો તેથી તેવણે ભારે દુઃખ પામી, અકાબરો ઉપર લખ્યું કેઃ "અગર ફંડની તંગી હોય તો માહરો મુસારોબી બીલકુલ બંધ કરવો, અને એ કામ અંજામ પહોંચાડવામાં આવે ત્યાંવેર વગર પગારે જોઇતી મુદ્દત તુલક અતરે રેહવાને રાજી છૈએ." આ ઉપરથી જણાશે કે માણેકજી પોતાની ઉમદા નેમ બર લાવવા માટે કેવો ભોગ આપવા નીકળ્યા હતા. સર હેનરી રોલીનસન, કાઉન્ટ ગોબીનો અને બીજા યુરોપ્યન વખાણનારાઓની મદદ લઇ એવણે આ સવાલ તાજો રાખ્યો હતો; અને આખરે ૨૮ વર્ષની રંજ પછી નામદાર નાસરૂદીન શાહે ઇ. સ. ૧૮૮૨ નાં ઓગસ્ટ માસમાં આ જબુન કર જરથોસ્તીઓને સદાનો માફ કર્યો. આ ફતેહની

ખુશાલી પછી ઇરાનના જરથોસ્તીઓની હાલત વધુ ને વધુ સુધરતી ગઇ હતી. જજીયા નાબુદ કર્યો તેનાં આભારમાં મુંબઇની મંડળી તરફથી રૂ. ૧૦,૦૦૦ સુધીની ભેટ ઇરાની દરબારને થઇ હતી, અને ઇરાન મધે જશનો કરવામાં આવ્યાં હતાં.*

માનપત્ર અને પર્સ.

શેઠ માણેકજી લીમજી હાટરીઆ, જેવણે ઇરાન દેશના રહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળી તરફથી વર્ષો સુધી ઇરાન ખાતે આડતીઆ તરીકે રહી ત્યાં ઘણીજ દીલસોજી તથા સારી સમજ અને બાહોશીથી સર્વે કામકાજો ફતેહમંદી ભરી રીતે બજાવ્યાં હતાં, તેવણ થોડાક મહિના અતરે આવી ૧૮૬૫ માં પાછા એજ ઓહ્દા ઉપર ઇરાન જનાર હોવાથી તેવણની અથાગ મહેનતનો બદલો તથા લાયકીની પીછાંણ તરીકે તેમને ભેટ આપવાને ઇરાન દેશના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડલીએ અતરેના જરથોસ્તીઓમાં ઉઘરાણું કરી રૂ. ૨૦૧૮૫ ની એક 'પર્સ' તથા માનપત્ર ના. ૭ મી મે ૧૮૬૫ને દીને શેઠ માણેકજી નશરવાનજી પીટીટની વાડીમાં એક સભા ભરી આપ્યું હતું. આ સભાનું પ્રમુખસ્થાન શેઠ મેહેરવાનજી ફરામજી પાંડેએ લીધું હતું.

(પા.-પ્ર. દફ. ૨ જું પા. ૧૫૪).

ઇરાનમાં વેપાર.

ઉપલી મંડળીના આડતીઆ ઉપરાંત એઓ તેહરાન મધે મોટો વેપાર પણ ચલાવતા હતા, તથા ત્યાંનાં રાજદરબારમાં મોટો વગવસીલો ધરાવતા હતા.

(પા. પ્ર. દફ. ૩ જું, પા. ૩૨૭).

## જજીયા વેરો લેતો બંધ થયો તે માટેની શુક્રગુજારી.

ઇરાન મધે વસનારાં જરથોસ્તીઓ પર ત્યાંના મહમદીઆંન શાહનશાહત તરફથી લેવાતો જજીયાનો કર ૧૮૮૨ ના આગસ્ટ

---

* પા. પ્ર. દફ. ૪ જું, પા. ૫૩.; ઇરાન લીમ ચોપાન્યું નં. ૫. લ. મી. કે. અ. રીટર પા. ૧૫-૧૬.

માસ (રમજાન ૧૨૯૯ હીજરી) માં ઇરાનના શાહ નાસરૂદીને માફ કીધો હતો, તે માટેનાં શાહી ફરમાનની ફારસી નકલ તેના ઇંગ્રેજી તરજુમા સહીત તેહરાન મધેના બ્રીટિશ એલચી મી. આર. એફ. ટામસને ઇરાન દેશના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળીના સરનશીન શેઠ દીનશાહ માણેકજી પીટીટ ઉપર તા. ૨૭ મી સપ્ટેમ્બર ૧૮૮૨ ને દીને મોકલી હતી. આને લગતો દસ્તાવેજ Imperial Charter of August 1882 તરીકે મશહુર છે. આ ઉપરથી ખુશી થઇ કારોબાર મંડળીએ મજકુર મી. ટામસન, હિંદુસ્તાનની સરકારના ફોરેન ડીપાર્ટમેન્ટના સેક્રેટરી સર એ. સી. લાયલ, મુંબઇની સરકારના ચીફ નામદાર મહારાણીના પરદેશ ખાતાંના પ્રધાન અર્લ ગ્રાનવીલ ઉપર તા. ૪ થી ડીસેમ્બરે, તથા ઇરાનના નામદાર શાહ, વજીર, શાહાજાદાઓ, અમીર ઉમરાવો અને બીજા અમલદારો મલી ૨૩) જણાઓ ઉપર તા. ૧૩ મી ડીસેમ્બરે, જજીઓ માફ કરવાનાં આ કામમાં દીલસોજી બતાવવા માટે ઉપકાર તથા શોકગુજારીનાં પત્રો લખ્યાં હતાં. વળી ઇરાનની દરબારી રીતભાત મુજબ શાહ, વજીર, તથા બીજા ઉમરાવો ઉપર કારોબાર મંડળીએ રૂ. ૧૦,૦૦૦) સુધીની પેશકશી ભેટ મોકલી હતી. (એ પેશકશી મોકલવા માટે જુદું લીસ્ટ કીધું હતું તેમાં શેઠ દીનશાહ માણેકજી પીટીટે રૂ. ૧૨૫૧, તથા શેઠો નશરવાનજી માણેકજી પીટીટ અને કેખશરૂ મહેરબાંન ઇરાનીએ દરેકે રૂ. ૧૦૦૦ની રકમો ભરી હતી.)

એ ઉપરાંત ઇરાન મધે યઝદ, કેરમાન, શીરાઝ, કાસાન અને બીજી જગાઓપર વસનારા જરથોસ્તીઓએ એ બાબેની ખુશાલીમાં જશનો કરી ઇરાનના ના. શાહની આબાદી ચાહી હતી. તેહરાન મધે થયલાં જશનમાં ત્યાંનાં રાજ્યના તથા યુરોપ્યન અને તરકીનાં એલચી ખાતાંના કેટલાક અમલદારો, તેમજ આરમીનીઅન અને બીજી જ્ઞાતના વેપારીઓ શામેલ થયા હતા. શેઠ માણેકજી લીમજી હાટરીઆએ હાજર થયલા જરથોસ્તીઓ સાથે દોઆ નામ સેતાએશને પઢયા પછી ફારસી ભાષામાં શાહની તથા બ્રીટીશ રાજની તારીફમાં

બંદગી કરી અને ફુલ, ફ્લ તથા શરબત વેહંચી મેલાવડો બરખાસ્ત કીધો. કહે છે કે આકરો જજીયા કાઢી નખાલવા પાછળ રૂ. એક લાખ દશ હજારનો ખર્ચ થયો હતો. (મી. જી. કે. નરીમાન).

(પા. પ્ર. દફ. ૩ જું, પા. ૫૩).

## ઈરાનમાં કોલેરા અને મરકી.

ઇરાન મધે ઇ. સ. ૧૮૬૯ નાં સાલમાં કોલેરાની મરકી ચાલી હતી, જેની અસરથી ત્યાં વસ્તા આપણા સેંકડો હમજાતીઓ મરણ પામ્યા હતા. તે પછી બે વર્ષ વેર ત્યાં વરસાદ અને હીમથી આવક કમતર થવાને લીધે અનાજનાં ભાવો ચાર ઘણા વધી કેટલાક ભાગો ઉપર કકરતો દુકાલ ચાલ્યો હતો, જેની ખરાબીમાં આવી ગયલા આપણા ગરીબ ઇરાની જરથોસ્તીઓને આશરો આપવા માટેનો ઠરાવ કરવાને ઇરાન દેશમાં રહેનારા ગરીબ જરથોસ્ઓની હાલત સુધારનારી મંડળીની તરફથી અત્રેના જરથોસ્તીઓની એક જાહેર સભા તા. ૩ જી જુન ૧૮૭૧ ને દીને આલબલેસબાગમાં બોલાવવામાં આવી હતી. પ્રમુખસ્થાને એ ખાતાંના સરનશીન શેઠ ફરામજી નશરવાનજી પટેલ બીરાજ્યા પછી ઓ. સેક્રેટરી શેઠ કાવસજી એદલજી પટેલે ઇરાન તરફ ચાલતા દુકાલની ખરાબીની કેટલીક કેફીયતો વાંચી સંભલાવી, જે પછી ઠરાવો થયા કેઃ—

"ઇરાન દેશમાં હાલ ચાલતા ભયંકર દુકાલની ખરાબીમાંથી આપણા દુખ પામતા જરથોસ્તી ઇરાનીભાઇઓનું નીવારણ કરવા સારૂ ઉઘરાણું કરીને એક ફંડ ઉભું કરવું, અને તેનું નામ '૧૮૭૧નાં શાલમાં ઇરાન દેશનાં રહેનારા જરથોસ્તીઓ ઉપર પડેલા દુકાલનું નીવારણ કરવા સારૂં ઉભું કીધેલું ફંડ' કરીને રાખવું.

"ઇરાન દેશના રહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવા સારૂં સને ૧૮૫૪ માં સ્થાપેલાં ધર્મખાતાંની કારોબારી મંડળીના નીચે જણાવેલા અધીકારીઓના હસ્તકમાંજ આ દુકાલનાં ફંડનો વહીવટ સોંપવો, અને ઉઘરાંણાંમાં ભરાયેલી કુલે રકમો વસુલ કરીને

ઇરાન દેશમાં જ્યાં જ્યાં દુકાલ ચાલતો હોય ત્યાંના જરથોસ્તીઓને બનતી મદદ આપવા માટે ખરચ કરવાનો કુલ અખત્યાર તેઓને આપવોઃ—શેઠો ફરાંમજી નશરવાનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દીનશાહજી માણેકજી પીટીટ, દાદાભાઇ હોરમજજી કામાજી, મેહરવાનજી ફરામજી પાંડે, નશરવાનજી માણેકજી પીટીટ, નવરોજજી માણેકજી વાડીઆ, નશરવાનજી બહમનજી મોદી, એદલજી બહમનજી મોરીસ, ધનજીભાઇ ફરામજી પટેલ, અરદેશર ડોસાભાઇ મુનશી, મંચેરજી કાવસજી લંગડાના.

"આએ દુકાલનાં ફંડ મધે દેશાવર ખાતેના જરથોરતી સાહેબો હસ્તકથીખી મદદ મેળવવા સારૂં અતરેની કારોબાર મંડળીએ પહેલી જોગવાઇએ ભલામણ કરવી."

સભામાં શેઠ નવરોજજી ફરદુનજીએ સુચના કીધી કે 'આપણા ઇરાનવાલા જાતભાઇઓને સુધારવા માટે અતરે નાણું એકઠું કરી ત્યાં મોકલવાથી હાલની ત્યાંની સરકારના તાબામાં તેઓ સુધરી શકનાર નથી, અને તેઓ પર ફોકટ ખરચ કરવા કરતાં સહેલો માર્ગ એ છે કે તેઓને હિંદુસ્તાન બોલાવવા. તેઓને જો અટકાવવામાં આવતા હોય તો અતરેથી લખાણ કરીને ત્યાં ઘટતે ઠેકાણે વગ પોંહચાડવાથી તેઓને આવવા દેવાની અડચણ નીકલી જશે."

એના જવાબમાં શેઠ મનચેરજી કાવસજી શાપુરજી (મનસુખે) જણાવ્યું કે "ઇરાનીઓ અત્રે આવતા નથી, કારણ કે તેઓને પોતાનું વતન વહાલું છે. અને ત્યાં તેઓની લાખો રૂપ્યાની ધાહં-બારને લગતી ધર્મખાતાંની જાગીરો છે, ને તેઓને વતનનો શોખ એટલો છે જે એક ઇરાની ચાકરી કરીને ગાંથે થોડાક રૂપીઆ થયા તો ત્યાંના જુલમાત છતાં ઇરાન ચાલતી પકડે છે. તે સાથે મજબુત લખાણ કરી અંગ્રેજ સરકારને વચ્ચે પાડી શકાય તેવું નથી, કારણ એક તો આપણી સરકાર વચમાં પડતી નથી, અને બીજું તો ઇરાની સરકાર ઇંગ્રેજ સરકારનું વચમા પડેલું બહાલ રાખતી નથી."

શેઠ જમશેદજી પાલનજી કાપડીયાએ જણાવ્યું જે ".આગલ શાહ નાદીરશાહના વખતમાં આપણી જરથોસ્તી વસ્તી ઇરાન મધે ચાર લાખ માણસની હતી, તેના આજે પાંચ હજાર થઇ ગયા છે, ને જો એમજ ચાલ્યું તો થોડા વખતમાં આપણી ત્યાંની વસ્તી નાબુદ થઇ જશે."

એ બાદ શેઠ બહેરામજી ખરશેદજી ગાંધી તથા દસ્તુર જામાસ્પજી મીનોચહેરજી જામાસ્પઆશાના અને દસ્તુર શેરાબજી રૂસ્તમજી મુલ્લાં ફીરોજનાએ આપણાં સંકટમાં આવી પડેલા ભાઇબંધોને મદદ કરવાની આપણી ફરજ વિષે કેટલુંક કહી સંભલાવ્યા બાદ સરનશીન સાહેબનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

## શેઠ હાટરીઆનું મરણ.

શેઠ માણેકજી લી. હાટરીઆનું દુખદાયક મરણ ઇરાન મધે રોજ ૨ જો માહ શહેરેવર શહેનશાહી, ૧૨૫૯ યઝ. તા. ૧૫ મી ફેબ્રુઆરી ૧૮૯૦ ને દીને ૭૭ વરસની ઉંમરે નીપજ્યું હતું. "તેમની બહાદુર દયાળુ છાતીમાં રાત અને દીવસ ઇરાનના જરથોસ્તીઓની બહેતરી કરવાના કામનાજ ધબકારા અને ઠોકા ચાલતા હતા, જે ૪૦ વરસ સુધી એકી તગરે ચાલુ રહ્યા હતા."

એમની લાઇબ્રેરી તથા એમના કીંમતી સીકાઓ.

એવણે ઇરાન મધેના વસવાટ દરમ્યાન સેંકડો કીમતી પુસ્તકોનો સંગ્રહ કર્યો હતો તેની એક હજાર નકલનું મુંબઇના અંજુમનના આતશબહેરામના હોલમાં એક કેતાબખાનું હસ્તી ધરાવે છે. એમના એકાઠા કીધેલા સીકકાઓ વિગેરે લંડનનાં બ્રીટીશ મ્યુઝીયમમાં બીરાજ્યા છે.

એમની તસ્વીર.

મી. હાટરઆની "ઓઇલ પેન્ટ"ની સબી મુંબઇના વાડીયાજીના આતશબહેરામ મધે તા. ૭ મી ફેબ્રુઆરી ૧૯૨૫ ને દીને "ઇરાન લીગ" તરફથી ખુલ્લી મુકાવવામાં આવી હતી. આ પ્રસંગે મી. કયખુસરો

અ. પીટરે એમનાં જન્મ વૃત્તાંતનું એક નાનકડું પુસ્તક ઇરાન લીગ તરફથી બહાર પાડયું હતું.

## એમના બાબે યુરોપ્યન લખનારાઓ.

શેઠ માણેકજી વિષે અનેક યુરોપ્યન લખનારાઓ અને મુસાફરો તારીફ અને આફ્રીનનાં સખુનો લખી ગયા છે, જેમાં અવલ દરજ્જાના ત્રણ યુરોપ્યન લેખકો મુખ્ય છે:—

"શાહની દરબારનો ફ્રેંન્ચ એલચી કાઉન્ટ ગોબીનો જેવો શુધ્ધો ફ્રેંન્ચ ઉમરાવ ખુલ્લું લખી ગયો છે કે 'માણેકજી સાહેબે' ખચીતજ નાશ પામતા કદીમ ઇરાનનાં બેટાઓને બચાવી લઇ ઉલટું તેઓની વસ્તીમાં ધરખમ વધારો કરી આપ્યો હતો, અને તેઓની સામાન્ય હાલત સુધારવા વર્ષો સુધી ખંત બતાવી જે કામ કર્યું હતું તે એક મોજેજો કહી શકાય. કાઉન્ટ ગોબીનો વધુ સીફારસમાં એમ કહી જાય છે કે આ સાચો મીશનરી એવા વખતમાં અને એવી જગ્યે પોતાનાં સવાબી કાર્યો ખંતથી કર્યો જતો હતો, કે જે વેળા ન્યુસ પેપરોમાં તારીફના બાકાં ફુકવાનો જમાનો ન હતો તેમજ તે જગ્યા પણુ તેવી ન હતી. ટુંકમાં માણેકજી ત.રીફ ફુંકવાનાં ચેપથી નીરાળા રહ્યા હતા."

શેઠ હાટરીઆ પ્રથમ ૧૮૫૪ માં ઇરાન ગયા ત્યારે ઇરાન મધે જરથોસ્તી ટોળાની લાખોની વસ્તી ઘટી ઘટીને સાત હજાર આસામીઓની થઇ હતી અને તે નીરાશીનાં ખડકપરથી ગબડી નાબુદ થવાના છેલ્લા તબકકા ઉપર આવી ઉભી હતી તે એમની અદભુત કુનેહ અને કારસાજીથી બચી જવા પામી હતી.

બીજો મુસાફર અને લેખક રેવરન્ડ નેપીયર જે યઝદમાં પાંચ વર્ષ સુધી રહયો હતો તે લખી ગયો છે કે "જજીયા, ચોકસ રંગનાંજ કપડાં અને તદન જુના કપડાંજ પહેડવાનો જુલમ, ગધેડા ઉપર સ્વારી કરવાની બાબતનો ત્રાસ, અને ઘર બાંધવા બાબતના જુલમો "માણેકજી સાહેબ"ની લડતથી ઘણે ભાગે દુર થયા હતા. વળી એક એવો ગેરઇનસાફી કાયદો તે વેળા હતો કે એક જરથોસ્તીનાં મરણથી તેનો જે વારસ મુસલમાન બન્યો હોય તેનેજ વારસો મળે

બીજાને નહિ. આ બેહુદો કાયદો રદ કરાવવા માણેકજીએ મોટી લડત ચલાવી હતી અને આખરે તેમાં ફાવ્યા હતા."

ત્રીજો પ્રખ્યાત મુસાફર અને લેખક કેમબ્રીજનો પ્રોફેસર ઇ. બ્રાઉન પોતાની એક કરતાં વધુ કેતાબોમાં માણેકજી સાહેબ ઇરાની સાહિત્યનાં મુરબ્બી હતા તે જણાવી જાય છે; જેમાં માણેકજી સાહેબના "બાબ" અથવા "બાહ" નાં માનનારાઓ સાથના સંબંધ બાબે ખાસ લખે છે કે તેઓની અગત્યની કેતાબ "તારીખે જદીદ" માણેકજીની મદદ અને સલાહ અનુસાર લખાઇ હતી.

## મુસલમાનોમાં માણેકજી વિષે વહેમ.

"માણેકજી સાહેબ" નો માનવંત એલકાબ ધરાવનારા આ જરથોસ્તી તરફ ઇરાનના અજ્ઞાન મુસલમાનો વહેમી નજરથી જોતા હતા, અને તેથીજ એવણ તરફ માન ધરાવતા હતા. તેઓ એવણને મીનોઇ દુન્યાની શક્તિ ધરાવનાર એક અસાધારણ ઇનસાન ગણતા હતા. કોઇ તેવણને જાદુગર ધારતા હતા, તો કોઇ તેવણને દરવીશ ગણતા હતા, જ્યારે જરથોસ્તીઓ તો તેવણને એક ખરા રાહબર તરીકે બેહદ માન આપતા હતા. મુસલમાનો તેવણ માટે જે વહેમી ધાસ્તી રાખતા હતા, તે તેવણને વેપારમાં લાભકારક નીવડી હતી."

(મી. કય. અ. ફીટરનું માણેકજી હાટરીયાનું જન્મ વૃતાંત, પા. ૨૯-૩૧.)

**એમના બેટા.** મી. માણેકજીના એક પુરા બેટા નામે મી. હોરમઝદીયાર પોતાના પીતા સાથ મીશનરી કામ કરતા હતા, તેવણ મરહુમ પીતાના ઓધ્ધાનો ચાર્જ લેવા તેહરાનમાં હતા તેવામાં અકસ્માત યઝદમાં ગુજર પામ્યા હતા.

માણેકજીની નાની તસ્વીર ઇરાન મધે ઘણી મોટી સંખ્યાના જરથોસ્તીઓમાં અહેસાનની લાગણીથી જાળવી રાખવામાં આવેલી જણાઇ છે.

શેઠ માણેકજી લી. હાટરીઆનાં મરણ પછી તેમની જગાએ અત્રેની મંડળીએ ઇરાન મધે મી. કેખુશરો તીરંદાઝ ઇરાની બી. એ.ને મોકલ્યા હતા, પણ તેઓ ફકત અઢી વરસમાં તા. ૧૮ મી

ફેબ્રુઆરી ૧૮૯૩ ને દીને માત્ર ૩૨ વરસની ઉંમરે ગુઝર પામવાથી તેમની જગ્યાએ મી. અરદેશર એદલજી રીપોર્ટર (૧૮૬૫-૧૯૩૩), પછી એરવદ પેશોતન નસરવાનજી મહેરજીરાણા, અને તેમની પછી મી. પેશતનજી કુવરજી તારકર (૧૮૫૭-૧૯૨૭) ને ઇરાન મોકલ્યા હતા જે સર્વે વરસો વેર ઇરાન મધે ત્યાંના જરથોસ્તીઓની રાહબરી કરી હતી.

## શેઠ માણેકજીના જાયનશીનો.

"ઇરાન તથા ઇરાનનાં જરથોસ્તીઓ બાબે હીંન્દના પારસીઓમાં મોટી જાગૃતિ લાવનાર એક ડૉ. મીનુચહેર દાદી છે, જેવણે ઈ. સ. ૧૯૨૨ માં ઇરાનમાં લાંબી મુસાફરી કરી ઘણી જાણવાજોગ બાબદોથી પારસીઓમાં ઉલટ ફેલાવી હતી, અને તેવણ કેરમાનનાં જરથોસ્તીઓની બહેતરીનાં કાર્યો ભારે ઉત્સાહ અને મીશનરી લાગણીથી કરતા. તેવણ ઉપરાંત ઇરાનનાં જરથોસ્તીઓની બેહતરી માટે ઇરાનમાં યઝદમાં રહી કાર્યો કરનારાઓમાં ડૉ. જમશીદ પે. પટેલ તથા મી. મીનુચહર રૂ. કંટ્રાકટર છે."

(મી. કય. અ. પીટરની ઉપલી કેતાબ પા. ૪૩).

## હીંદના આગેવાન પારસીઓમાં તાજાં લોહીનું જોડાણું.

'ઉપર મુજબ ગોયા કુદરતેજ હાદેસા ખમતા ઇરાનનાં જરથોસ્તીઓનાં ભલાં માટે મુંબઇનાં આગેવાન કુટુંબો કામા, પાંડે, પીટીટનો ઇરાનનાં તાજાં લોહી સાથ ગાંઠ જોડી ઇરાનીઓની બહેતરી માટે કાલજી ધરાવતાં કર્યાં હતાં.'

## ઈરાનની જરથોસ્તી વસ્તીમાં થયલો જબરો ઘટાડો.

ઇરાનની આગલી જરથોસ્તી વસ્તી.

ઇરાન મધે પાદશાહ નાદીરશાહના વખત (ઇ. સ. ૧૭૩૬-૪૭) માં એક લાખ કરતા વધુ જરથોસ્તીઓ હતા. તે પછી ૧૮૦૮ માં તેમની સંખ્યા ઘટી ત્રીશ હજારની થઇ, અને ઇ. સ. ૧૮૫૯ માં શેઠ માણેકજી લીમજી હાટરીઆ ત્યાં ગયા તે વખતે

એ સંખ્યા વધુ ઘટી ૭૭૦૦ માણુસોની થઇ હતી, જેઓમાં યઝદ અને તેની આસપાસના ૨૪ ગામોમાં મલી ૬૬૫૮, કેરમાન અને તેને લગતાં ૧૮ ગામો મલી ૯૩૨, અને તહેરાનમાં આશરે એકસોની હતી.

(પા. પ્ર. દફ. ૧ લું, પા. ૫૫૯).

## મુંબઇ મધે ઇરાની જરથોસ્તીઓની વસ્તી.

૧૯૨૧ નાં હિંદી સેનસસ મુજબ મુંબઇ શહેરની કુલ્લે પારસી વસ્તી ૫૨,૨૩૪ ની નીચે મુજબ હતી:—

| | નર | નારી | કુલે |
|---|---|---|---|
| પારસીઓ | ૨૭૦૦૫ | ૨૩૮૨૮ | ૫૦૮૩૩ |
| ઇરાનીઓ | ૯૪૩ | ૪૫૮ | ૧૪૦૧ |
| જુમલે | ૨૭૯૪૮ | ૨૪૨૮૬ | ૫૨૨૩૪ |

આ ઇરાનીઓની જન્મ ભુમી નીચે મુજબ હતી:—

| | નર | નારી | જુમલે |
|---|---|---|---|
| હિંદુસ્તાન | ૪૮૮ | ૨૩૧ | ૭૧૯ |
| ઇરાન | ૪૧૯ | ૨૧૪ | ૬૩૩ |
| બીજી જગ્યા | ૩૬ | ૧૩ | ૪૯ |
| કુલે. | ૯૪૩ | ૪૫૮ | ૧૪૦૧ |

(પારસી પ્ર. દફ. ૬ પા. ૧૨).

——:0:——

ઇરાની સરકારની બેન્ક – તેહરાન.



**બાંકે મેલ્લી યાને નેશનલ બેન્ક.**

[ ના. રેઝાશાહનાં રાજ અમલમાં ઇરાન પગભર થતાં પોતાની નેશનલ બેન્ક ઉભી કરી છે, તેનું બાંધકામ કદીમ ઇરાનની પર્સીપોલીટન ઢબ ઉપર થયલું છે.]



હાલનું સુધરેલું તેહરાન-પોસ્ટ અને ટેલીગ્રાફ ઓફીસ.

# પ્રકરણ ૨૧ મું.

## અતી ઝડપે આગળ વધતું ઇરાન—

---

અત્રે આપેલાં કેટલાંક ચિત્રો બાબે ટુંક નોંધો.

મી. બરજોર સો. આગાની ઇ. સ. ૧૯૩૨ની ઇરાનની મુસાફરી વેળાએ ઇરાનની પ્રગટીની શરૂઆત થઇ ચુકી હતી, અને હઝારો માઇલના મોટારના રસ્તાઓ, ફેકટરીઓ, મીલોં, રેલ્વે વિગેરેનાં બાંધકામો ધમધોકાર ચાલુ થયાં હતાં. આ કેતાબ લખાય છે ત્યારે, (યાને ઇ. સ. ૧૯૪૦ માં), ઇરાન પોતાની વૃદ્ધીનાં માર્ગમાં હેરત પમાડે તેવી ઝડપે વધતું જતું જણાયું છે. આજે ઇરાનમાં થયલા સુધારાવધારા અને રૈયતની બેહતરી અને તરક્કીનાં કાર્યોનો ખ્યાલ નીચલાં ઉપરથી મળી શકશે:—

૧. રેલવેની ભારે ખીલવણી.
૨. મીલ ઉદ્યોગની ઝડપી ખીલવણી.
૩. ટેલીગ્રામ અને ટેલીફોન વહેવારની સંપૂર્ણ વ્યવસ્થા.
૪. હઝારો માઇલના મોટારના રસ્તા.
૫. એરોપ્લેન વહેવારની ખીલવણી.
૬. હાલની સામગ્રીવાળું તાલીમ પામેલું મોટું લશ્કર.
૭. ઉધરતી પ્રજાને ઉંચી હાલની કેળવણી આપવાની વ્યવસ્થા.
૮. ખેડુત વર્ગની ઉન્નતિ માટેનાં પગલાં.
૯. સરકારી બેન્કોની ખીલવણી.
૧૦. રૈયતની શારીરીક તંદુરસ્તી માટેની સરકારની ખાસ કાળજી.
૧૧. રૈયતના દરેક વર્ગને ધર્મનું છુટાપણું.
૧૨. કદીમ ઇરાનના સુધારા-વધારા અને ઉંચ આદર્શો ઉપર ઉધરતી ઓલાદની જાનફેશાનીની ખીલવણી કરવાનાં પગલાં.
૧૩. ખનીજ પદાર્થોની ખાણોની ખીલવણી.
૧૪. પરદેશી વેપારની ખીલવણી માટે નવાં બંદરોનાં બાંધકામ તથા ઇરાની લડાયક દરિયાઇ ખાતાં (navy)ની સ્થાપના.

૧૫. ઇરાની જરથોસ્તીઓને મળેલી આઝાદી, તથા તેઓની કેળવણીનો સવાલ.

ઉપલી બાબતોમાંની કેટલીકને લગતાં ચિત્રો આ કેતાબમાં રજુ થયાં છે, જેમાં કારૂન નદી ઉપરનો રેલ્વે પુલ, તેહરાનની સરકારી ઇમારતો, બેન્ક, શીરાઝની શાહપુર એકદેમી, શેઠ પેશોતનજી માંરકરની યઝદ ખાતેની ઓરફનેજ અને સ્કુલ, પર્સીપોલીસમાં ઇરાની સરકારની દેખરેખ હેઠળ થયલાં ખોદકામો, ઇરાનનો હિન્દ સાથનો cultural સંબંધ જોડવા ગયલા ડો. તાગોર અને મી. દીનશાહ જી. ઇરાનીની પાર્ટીનો દેખાવ, ખનીજ પદાર્થોથી ભરપૂર અલબૂર્ઝ પહાડોની ટોંચ દમાવંદ વિગેરેના ચિત્રો સારો ખ્યાલ આપનારાં માલમ પડશે.

(જુઓ ચિત્રો).

## ૨. ઇરાની જરથોસ્તીઓની અંજુમનની તથા ઇરાન લીગની સ્થાપના.

તમામ હીંદના ઇરાની જરથોસ્તીઓની એક અંજુમન સ્થાપવાના સવાલ વિષે વિચાર ચલાવવા માટે ઇરાની જરથોસ્તીઓની એક સભા તા. ૯ મી ડીસેમ્બર ૧૯૧૭ ને દીને મુંબઇના દાદીશેઠના આતશબહેરામમાં શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાનીના પ્રમુખપણા હેઠળ મલી હતી. આ અંજુમનની નેમો કોમનાં ભલાં માટે સાંસારિક, કેળવણી, ધર્મ, વેપાર તથા આર્થીક વગેરે સંબંધી બાબતો હાથ ધરવાની તેમજ ઇરાન તથા હિન્દુસ્તાનની જરતોસ્તી કોમ ન ધારેલી મુસીબતોમાં આવી પડે તો તેના બચાવ અને મદદ માટે પગલાં ભરવાં, અને કોમના સભ્યોમાં પોત પોતા વચ્ચે વાંધા પડે તો બનતાં સુધી સમજુતીથી નીકાલ કરવા માટે તેઓને મદદ કરવા વગેરેની હતી. આ અંજુમન માટેનું બંધારણ નક્કી કરવા બાબેની સભા મધે એક કમીટી નેમાઇ હતી.[1] આ પછી આપણા જમશેદી નરોઝના મુબારક રોજે (તા. ૨૧ મી માર્ચ ૧૯૧૮ને દીને) મુંબઇ મધે હીંદના ઇરાની જરથોસ્તીઓની અંજુમનની સ્થાપના

૧ જામે જમશેદ તા. ૨૦ મી ડીસેમ્બર ૧૯૧૭; પારસી પ્રકાશ દફ. ૫ મું પા. ૮૮૩.

**યઝદના ગાહમ્બારખાનાની દરેમહેર.**



[આ મકાનમાં કેટલીક મુદત સુધી આતશબહેરામ સાહેબના કેબલાને લઇ જવામાં આવ્યા હતા અને તેમને હાલના નવાં મકાનમાં તખ્તનશીન કર્યા છે.]

# નારકી ઝીયારતગાહ-યઝદની અતરાફમાં.



[છેલ્લા ઝરથોસ્તી સાસાની શાહેનશાહ યઝદેગર્દ શહેરીયારની પાક દામાન બેટીઓની બાબતમાં અનેક દંતકથાઓ છે, જેમાં અરબ દુશ્મનોથી બચવા સારૂ યઝદાંની પનાહ માંગીને તેઓ પહાડોમાં ગરક થવાની બીના ઇરાની ઝરથોસ્તીઓમાં જાણીતી છે, અને તેવી જગ્યાઓ (ઝીયારત ગાહો) ઉપર દીનદાર ઝરથોસ્તીઓ જઇને ક્રિયાકામો કરે છે. આવી ત્રણ પાક જગ્યાઓ યઝદ તરફનાં પહાડોમાં છે.]

[સ્કેચ-મી. કય. અ. ફીટર.]

ઉપર દર્શાવેલી નેમો પાર પાડવા માટે થઇ હતી. મી. દીનશાહ જે. ઇરાની તેના પ્રેસીડંટ, એક ટ્રસ્ટી તથા જનરલ કમીટીના એક સભાસદ નેમાયા હતા.

## ઇરાન લીગ.

તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૨૨ યાને ૧૨૯૨નાં નવાં યઝદેગર્દી સાલને દીને મુંબઇ મધે ઇરાન લીગ સ્થાપવામાં આવી હતી. આ લીગની નેમો નીચે મુજબ છે:—

૧. આપણા અસલ વતન ઇરાન સાથનો આપણો તથા હીંદ દેશનો સંબંધ જારી રાખવા; ૨. ઇરાન દેશ તરફની આપણી લાગણી, દીલસોજી (Interest) અને ઉલટ ચાલુ રાખવા, તેને ઉત્તેજન આપવા; ૩. ઇરાનની હાલની જરથોસ્તી વસ્તી ત્યાં કાયમ રાખવા, તેમાં વધારો કરાવવા તેમજ આપણા હમદીનોની હાલત સુધારી તેને વધારે ઉંચ બનાવવા, ૪. આપણો બુલંદ મઝહબ અને આપણા કદીમ ન્યાગાનોની તવારીખ ઉપર વધુ અજવાળું પડે એવી શોધખોળ કરાવવા, ૫. ઇરાન સાથ આપણા વેપાર વણજને ઉત્તેજન આપવા, ૬. આપણા અસલ વતન ઇરાન તરફ યાત્રાની લાગણીથી અથવા મુસાફરીના શોખ તરીકે અથવા હવા ફેરબદલ કરવા માટે ત્યાં પારસીઓની આવજાવને ઉત્તેજન આપવા, ૭. ઇરાનની હાલની ચાલુ સ્થિતી બાબે સત્તાધારી ખબરો મેળવતા રહી પારસીઓની જાણ માટે તે ભાષણો, લખાણો વગેરે મારફતે ફેલાવવા; ૮. ઇરાનનાં હાલનાં રાજ્ય તેમજ પ્રજાની દીલસોજી આપણી તરફ ખેંચવા.

ઇરાન લીગના પહેલા ઓહદેદારો નીચલા સાહેબો હતા:—

લીગના પહેલા ઓહદેદારો.

શેઠો હોરમસજી કાવસજી એડનવાલા (પ્રમુખ); ગુસ્તાસ્પ કેખશરૂ નરીમાન, જહાંગીર જમશેદજી વીમા-દલાલ, દીનશાહ જીજીભાઇ ઇરાની અને ફરેદુન કેરસાસ્પજી દાદાચાનજી (ઉપ-પ્રમુખો); કેખુશરો અરદેશર શીટર (સેક્રેટરી); ફીરોઝ સોરાબજી ગફ્ફર

(ઓ. ટ્રેઝરર); સોહરાબ રૂસ્તમજી બામજી (ઓડીટર), તથા મેનેજીંગ કમીટીના મેમ્બરો.

## છેલ્લી (૧૯૩૯ માં) નેમાયલી કાર્ય કરનારી ઇરાન લીગની કારોબારી કમિટી.

---

(પ્રમુખ)

સર કાવસજી જેહાંગીર, બેરોનેટ,

(ઉપ-પ્રમુખો)

ડૉ. ફરેદુન કે. દાંદાચાનજી, સોલીસીટર.

મી. પેશોતન ડો. મારકર (નેશાને એલ્મી).

ઑ. સર હોમી. એમ. મેહતા, નાઇટ.

મી. વીકાજી અરદેશર તારાપોરવાલા,

સર જેહાંગીર કું. કોયાજી, નાઇટ.

(સેક્રેટરી)

મી. કયખુસરો અરદેશર પીટર.

(ઑ. ઑડીટરો)

મેસર્સ દી. એ. દુમસ્યાની કુંપની.

(જોડયા ઑ. ખજાનચીઓ)

મી. મીનોચેહર જે. ખરાસ.

મી. પીરોઝ સોરાબજી ગઝદર.

### (કારોબાર કમીટિના સભાસદો)

શેઠો રૂસ્તમ પે. મસાની, નોશરવાનજી ના. બોઇસ, સોહરાબ ખુ. વહાડીયા, સોહરાબ બી. બનાજી (બેરીસ્ટર), બરજોર સો. જ. આગા, જેહાંગીર પા. કાદગરા, નૌશીરવાનજી હો. કા. દીનશાહ,

ઇરાનનું પાયતખ્ત—તેહેરાન.



તેહેરાનમાં
ના. રેઝાશાહના નવા બાંધેલા મહેલનો દરવાજો.



[ દરવાજા ઉપર પર્સીપોલીસના હખામની પાદશાહોના મેહેલોના નમુના પ્રમાણેના કદીમ ઇરાની પહેરેગીરોનાં કાંસાનાં બાવલાં બે બાજુ મુકેલાં છે ]

ખાન સાહેબ ધનજીભાઇ ફ. દુબાશ, ખાનબહાદુર હો. કા. પરતાકીયા, ખાનસાહેબ માણેક હો. દાદાચાનજી, એર્વદ રૂસ્તમ દી. મહેરજી-રાણા, શેઠો કાવસજી ધ. મહાલક્ષ્મીવાલા, દી. કાવસજી, દીનશાહ ન. પાવરી, ખરશેદજી લીમજી, નોશીરવાન કા. પેટીગરા (સોલીસીટર), રૂસ્તમ જી. મોદી (બેરીસ્ટર), કયખુસરો જ. દુબાશ (સોલીસીટર), લેફ. કરનલ મે. સો. ઇરાની, હો. ફ. કોમીસેરીયટ, મેજર સોહરાબ રૂ. બામજી, સોહરાબ જ. બલસારા, જેહાંગીર સો. ચીનીવાલા, રૂસ્તમજી ના. કાત્રક, સોહરાબ હી. બાટલીવાલા, અર્દશીર ખુ. વેસાવેવાલા, રૂસ્તમજી સી. ડીવેન્ટ્રી, માણેકજી બી. બારીયા, શાપુરજી પા. મીસ્ત્રી, નૌશીરવાનજી સો. ગઝદર, એરચશાહ સો. મારકર, ખા. બ. પેસ્તનજી બ. મેહેતા, ડૉ. મીનું સી. બીલપોડીવાલા, ખુરશેદજી દો. શેઠના.

### ભરૂચ તથા કલકતા અંજુમનોના પ્રતિનીધીઓ,

મીરઝા પે. સો. જંબુસરવાલા. }
બમનશાહ આર. મેહતાજી. } ભરૂચના

ડૉ. એરચ. જે. સો. તારાપોરવાલા, એમ. એ., પીએચ. ડી. (કલકતાના.)

## પ્રકરણ ૨૨ મું.

## ઇરાનની મુલાકાતે ગયલા જરથોસ્તીઓ.

ઇ. સ. ૧૯૨૨ માં ઇરાન લીગની સ્થાપના થવા પછી અત્યાર (ઇ. સ. ૧૯૩૯) સુધીમાં હિંદથી નીચલાં આશરે ૨૦૦ પારસી બાનુઓ અને ગ્રહસ્થો ઇરાનની મુલાકાત લઇ આવ્યાં હતાં:—

(૧૯૨૨-૨૩):- શેઠ મીનોચેહર આર. કોન્ટ્રાકર, ડૉ. મીનોચેહર દાદી, કેપ્ટન ડૉ. નોશીરવાન હોરમઝદ બામબોટ, ડૉ. અને મીસીસ જમશેદ પી. પટેલ, શેઠો શાપુરજી કોન્ટ્રાકટર, ફરામરોઝ એસ. માસ્તર, બી. એ., દોરાબ ડી. મુલ્લાં, શાપુર બી. મોરીસ, દસ્તુર ડૉ. અને મીસીસ એમ. એન. ધાલા, મીસીસ ધનમાય બમનશાહ ગોઇપોર્યા.

(૧૯૨૪):— શેઠો પેસ્તનજી ડોસાભાઇ મારકર, જી. કે. નરીમાન, ફીરોઝ સોરાબજી ગઝદર, કેકોબાદ અરદેશર મારકર, માણેક ફરદુનજી મુલ્લાં કયખશરૂ અરદેશર ફીટર, નોશીરવાન એફ. દલાલ, ફરામરોઝ ખ. ઇરાની, ડો. ગોદરેજ ખ. ઇરાની, મી. અને મીસીસ કેખશરૂ એમ. માદન, શેઠો દીનશાહ એમ. કુપર, ફરામરોઝ જે. દાવર (સાઇકલીસ્ટ), નરીમાન એમ. કરકરીઆ, રતનશાહ આર. બાસ્તાવાલા, નરીમાન કાપડીઆ અને જાલ બાપાસોલા, દોસાભાઇ હાથીરામ, કયખુશરો પોંહચખાનાવાલા, એદી હકીમ (સાઇકલીસ્ટો).

(૧૯૨૫):— સર હોરમસજી કાવસજી દીનશાહ એદનવાલા, શેઠો રૂસ્તમ કયખુશરો નરીમાન (એનજીન્યર), દીનશાહ કાવસજી (ડી. કાવસજી ખંડાલેવાલા), ડો. મીનોચેહર દાદી, એરવદ પેશોતન મેહરજીરાણા, મી. અને મીસીસ મીનોચેહર કોન્ટ્રાકટર, ડો. સર જીવનજી જમશેદજી મોદી, શેઠ રૂસ્તમજી કાવસજી ખ. મોદી અને કુટુંબ (કલકત્તા), શેઠ ભીંવડીવાલા.

(૧૯૨૬):— શેઠ કયખશરો અરદેશર ફીટર અને ૨૦ પારસીઓની પાર્ટી, શેઠ ખરશેદજી લીમજી, લેફ. કર્નલ મેહરવાન એસ. ઇરાની, શેઠ જાંહગીર એન. બધની, મીસીસ બાનુબાઈ એસ. વાચ્છાગાંધી, ડો. મીસ ધનબાઇ હોરમસજી વાડીઆ, મી. નવલ ધ. દાજી.

(૧૯૨૭):— શેઠ મંચેરજી જે. પટેલ (હોંગકોંગ), મી રૂસ્તમજી હો. માદન.

(૧૯૨૮):— શેઠ નશરવાનજી દી. કાંગા અને બેટો, મીસીસ પીરોજા હીરજીભાઇ બેંકર અને બેટી મીસ મનીજેહ, મી. હોરમસજી દાદાચાનજી.

(૧૯૨૯):— શેઠો જાંહગીર રૂ. વખારીઆ (રંગુન), કુમાના, બમનજી દીનશાહ મેહતા (વકીલ), જમશીદ માદન.




**ઇરાનનું અગત્યનું બંદર પહેલવી :**

[ કાસ્પીયન સમુદ્ર ઉપરનાં આ બંદર મારફતે ઇરાનનો રશીયા સાથે મોટો વેપાર ચાલે છે.]

## ઇરાનમાં બંધાયલી રેલ્વે.



કાહરૂન નદી ઉપર બાંધેલો ગંજાવર રેલ્વે પુલ.

(૧૯૩૦):— મી. અને મીસીસ બેહરામગોર તેહમુરસ્પ અંકલેસર્યા, મી. અને મીસીસ ફીરોઝ દી. સકલાટવાલા (અમેરીકામાં પારસી તેલનાં રાજા), શેઠો હોરમઝદ એન. ખરાદી, સોહરાબ એ. સંજાણા. નવલ એફ. ગબ્લા (એનજીન્યર), ડો. અને મીસીસ મીનોચેહર વેસુના, શેઠ રૂસ્તમ બે. મીરઝાં.

(૧૯૩૧):— શેઠો જાંહગીર તેહમુરસ્પ અંકલેસર્યા (આર્કીટેકટ), ખુદાદાદ જી. કેરમાની, ડીક ખુરશેદ, જે. એસ. શરોફ, પી. એમ. ફીટર, બેજન એચ. ભમગરા ૨૮ પારસી રેલ્વેના કામદારો, પેસ્તનજી પી. બનાજી.

(૧૯૩૨):— શેઠ દીનશાહ જે. ઇરાની અને મીસીસ મીઠીબાઇ, મીસ જરબાનુ જીજીભાઇ ઇરાની, મી. તથા મીસીસ બરજોર એસ. જે. આગા, જમશેદ બરજોર આગા, રૂસ્તમ પે. મસાની, કયખશરૂ અરદેશર ફીટર, દીનશાહ નવરોજી પાવરી, બી. એ., વીકાજી અરદેશર તારાપોરવાલા (આર્કીટેકટ), જાંહગીર પા. કાતગરા (જીના કુંવાલા), ડો. સોહરાબ જે. મેહરહોમજી.

(૧૯૩૩):— શેઠો નાદીર એન. ગોકલ (એન્જીન્યર, કરાંચી), હોરમસજી એફ. કોમીસેરીએટ અને બેટા, કેખશરૂ એચ. કલબવાલા, મહેરવાનજી એ. કાંદાવાલા (કરાંચી), પ્રોફેસર દીનશાહ ડી. કાપડીઆ, પી. બી. વાચ્છા (એડવોકેટ), મીસીસ બાનુબાઇ બમનશાહ ડ્રાવઇર, ડો. કયકોબાદ હોરમસજી દમરી, આઇ. એમ. એસ, દારાબશાહ ફ. શરાફ (કરાંચી).

(૧૯૩૪):— શેઠો પેસ્તનજી ડોસાભાઇ મારકર, કયખશરૂ અરદેશર ફીટર, અને મી. મીસીસ જાંહગીર કે. મારકર, મી. અને મીસીસ હોશંગ સો. ચીનાઇના (સીકંદ્રાબાદ), મી.

અને મીસીસ શીયાવક્ષ બ. ચોકસી, મીસીસ ફ્રેની હોમી બોનસેટર, દોસાભાઈ દી. ડુંગરીવાલા, લેફ. કર્નલ રૂસ્તમ એમ. ખરેધાટ, મી. અને મીસીસ જાંહગીર કે. મેહતા, શેઠ બેહરામગોર તેહમુરસ્પ અંકલેસર્યા, સરદાર દસ્તુર નોશીરવાન કૈકોબાદ આદરબાદ, લેફ. કર્નલ મેહરવાન એસ. ઇરાની, ડો. જાલ ખુરશેદજી પાવરી, મીસ બેપ્સી ખુરશેદજી પાવરી, મીસીસ પીરોજા બાલીવાલા.

( ૧૯૩૫ ):— ડો. નાનાભાઇ એન. કાત્રક, શેઠો રૂસ્તમ નાનાભાઇ કાત્રક, કાવસજી કૈખશરૂ ભેદવાર ( આર્કીટેક્ટ ), જાંહગીર ડી. પટેલ (કરાંચી), ફીરોઝ બોગા (કલકત્તા), શીયાવક્ષ કાવસજી છોઇ.

( ૧૯૩૬ ):— મી. અને મીસીસ મર્ઝબાન એન. ગાંધી, દારાબશાહ મરચંટ, જાલ આર. એનજીન્યર, કાવસજી બી. ગંદેવીઆ તથા બેટો દીનશાહ, ડો. અરદેશર એ. હકીમ, જેહાંગીર એફ. એનજીન્યર.

( ૧૯૩૭ ):— શેઠો જાલેજર એન. પટેલ, મીનોચેહર જે. પટેલ, હોરમસજી એફ. કોમીસેરીએટ, ફરામરોઝ એ. રોમર, બહેરામ એ. કોટવાલ, ડો. મીસ ધનબાઇ એચ. વાડીઆ.

( ૧૯૩૮ ):— શેઠો જાલ ડી. બમનજી, ફીરોઝ સોરાબજી ગઝદર, ફીરોઝ સો. દોરાબજી, પેસ્તનજી આર. મીસ્ત્રી, હોરમસજી ફ. કોમીસરીયેટ તથા બેટો ફરામજી.

( ૧૯૩૯ ):— શેઠ બરજોર જે. શરોફ (જાપાન), મી. અને મીસીસ નવલ એફ. ગબ્લા, માણેક એસ. સીગનપોર્યા, જાલેજર એન. અમરોલીયા, અરદેશર પી. દલાલ, રૂસ્તમ બી. મીરઝાં (અને કુટુંબ), નરીમાન એસ. ભગત, ફીરોઝ એચ. કેપટન.



## પર્સીપોલીસના (તખ્તે જમશીદ) ખંડયેરોમાં થયલાં જાણવાજોગ ખોદકામો.



[હખામની શાહેનશાહોના જગજાહેર મહેલોનાં ખંડયેરો ખણી કાઢતાં પ્રો. હર્ઝફેલ્ડે આ બાંધકામો ખુલ્લાં કર્યાં હતાં. એક ખોદકામમાંથી શહેનશાહ દરાયસની ૨૦,૦૦૦ તામ્તીઓ મલી આવી છે]

## પર્સીપોલીસ (તખ્તે જમશીદ)નાં ખંડેરોમાં થયલાં ખોદકામો.



[પ્રો. હર્ઝફેલ્ડે ખોદકામ કરીને આ સુંદર કોતરકામવાળો દાદર ખુલ્લો કાઢયો છે, જે આજથી ૨૫૦૦ વર્ષ ઉપર હખામની શહેનશાહોએ બાંધ્યો હતો.]

## ઈરાનમાં લાંબી મુદત સુધી હરીહામ થયલા યા લાંબો વસ્વાત કરીને પાછા આવેલા હિન્દનાં પારસીઓ.

મી. અરદેશર એદલજી રીપોરટર તથા કુટુંબ.
,, સોરાબજી દોરાબજી (બંદર અબ્બાસવાલા). અને તેમનો પારસી સ્ટાફ.
,, ફ્રામરોજ એસ. મારતર તથા ધણ્યાણી.
ડો. જમશેદ પે. પટેલ તથા ધણ્યાણી.
મી. મીનુચહર આર. કંટ્રાકટર તથા ધણ્યાણી.
ડો. નોશીરવાન હોરમઝદ બામબોટ.
,, મીનુચહર દાદી.
મી. શાહપુર બી. મોરીસ તથા કુટુંબ.
,, નવલ ધ. દાજી.
,, નવલ ફ્. ગબલા તથા ધણ્યાણી.
,, રૂસ્તમ એ. મીરઝા તથા કુટુંબ.
,, શાપુરજી બી. કંટ્રાકટર (શીરાઝમાં ગુજર્યા).
ડો. મીનુચહેર વેસુના.
એરવદ પેશોતન દસ્તુર મહેરજીરાણા.
મી. પેસ્તનજી કુવરજી તારકર.
,, જેહાંગીર એન. બધની.
,, દોસુ રૂ. શેઠના.
,, માણેક ફરદુનજી મુલ્લા.
લેફ. કરનલ રૂસ્તમ મેહરવાનજી ખરેગાત.
મી. ફીરોઝ સોરાબજી દોરાબજી.
,, દારાબશાહ મે. જીજીના તથા ધણ્યાણી.
,, ફ્રામરોઝ એ. રોમર.

---

## ઈરાનના સરકારી કેલેન્ડરના જરથોસ્તી મહીનાઓ.

ઈરાની સરકારના કેલેન્ડરમાંથી અરેબીક અને ટરકીશ તારીખો કાઢી નાખીને તેને બદલે જરથોસ્તી મહીનાઓના નામ દાખલ કરવા

તથા ખોરશેદની ચાલ પ્રમાણે જમશેદી નવરોઝથી વરસ શરૂ કરવા ત્યાંની મજલીસ (પાર્લમેન્ટ) ના નાયબ ડેપ્યુટીઓની સહી સાથની એક અરજી પાર્લમેન્ટ જોગ કરવામાં આવી હતી; તે ઉપરથી તા. ૧ લી એપ્રીલ ૧૯૨૫ થી મહેસુલને ખાતર તદ્દન નવું આફતાબી કેલેન્ડર મજલીસ તરફથી તૈયાર કરવામાં આવતું હતું, તે ઇરાન લીગ તરફથી ગયલી સુચનાનુસાર માહ અરદીબેહેસ્ત, ખોરદાદ, તીર, અમરદાદ અને શહેરેવર ૩૧ દીવસના, અને બાકીના મહીનાઓ ૩૦ દીવસના ઠેરવવામાં આવ્યા સાથ દર ચાર વરસે છેલ્લો માહ લઇ ૩૧ દીવસનો ઠેરવવામાં આવ્યો હતો. આ બાબતમાં ઇરાન લીગે કીંમતી મદદ આપી હતી. લીગના સરનશીન સર હોરમસજી કાવસજી દીનશાહે દસ્તુરો તથા સ્કોલરોની સભાઓ ભરીને ઉપલું કેલેન્ડર ગોઠવી આપ્યું હતું, જે ઇરાની સરકારે સ્વીકાર્યું હતું.



## ઇરાન ગયલી સર હોરમસજીની પાર્ટી.

તા. ૧૫ મી માર્ચ ૧૯૨૫ ને દીને મરહુમ સર હોરમસજી કા. દી. એડનવાલાની આગેવાની હેઠળ મી. ડી. કાવસજી (ખંડાલેવાલા), મી. રૂસ્તમ કેખશરૂ નરીમાન ઇજનેર અને ડા. મીનોચહેર દાદીની બનેલી જે પાર્ટી ઇરાન જવા માટે ઉપડી હતી તે કેરમાન જઇ ત્યાં ચાર દીવસ રહી હતી, જે વેળા તેણે બે અંજુમનો વચ્ચે સલાહ કરાવી હતી.

ત્યાંથી પાર્ટી શીરાઝ ગઇ હતી, જેના કમાનડર-ઇન-ચીફે એઓને ખાણા ઉપર નોતર્યા હતા. આ વેળા બે મીલીટરી બેંડો હાજર થયાં હતાં. આ પાર્ટી શીરાઝથી યઝદ તા. ૮ મી જુનને દીને જઇ પુગતાં તેને લશ્કરી ખાસ ટુકડી એસ્તેકબાલ લેવા ગઇ હતી અને તેની સાથે ૭ માઇલ દુર યઝદ સુધી એક મોટું સરઘસ ગયું હતું જેની હરોલમાં ઘોડેસ્વારો અને પાર્ટીના સાહેબોની પાછળ અરબાબો તથા આખી અંજુમન તથા મુસલમાનો ચાલતા હતા. શહેરમાંથી સરઘસ પસાર થતાં જરથોસ્તી બાનુઓ તરફથી ઘરની અગાસી ઉપરથી પરોણાઓ ઉપર ફુલપાન, ચોખા અને મેવાના સગનના ભારે છંટકાવ થયા હતા, અને બુઝર્ગ બાનુઓની આંખમાંથી



(મરહૂમ) **સર હોરમસજી કાવસજી દી. એડનવાલા નાઇટ,**

M.V.O., O.B E.

ઇરાન લીગના સ્થાપક, પ્રેસીડેન્ટ અને પેટ્રન.

ઇરાનની ચળવળમાં છેલ્લા ૧૫ વર્ષ થયાં તન, મન, અને ધનથી

મદદ કરનારા પારસી શેઠિયા.

જનમ: ૪-૪-૧૮૫૭ ] [મરણ: ૧-૮-૧૯૩૯.



અફઘાન હુમલામાં માર્યા ગયલા જરથોસ્તીઓની યાદમાં કેરમાનનાં દોખમા આગળ જશન.

ખુશાલીના આંસુ પડયાં હતાં. ઉતારાના મકાને પહોંચતાં હીંદની રૂઢી માફક એક બાનુએ આછુંમીછું કર્યું હતું, તથા દરેક સાહેબને આરસી બતાવી ગોલાબજળ આપવામાં આવ્યું હતું. બીજે દીને આ પાર્ટીને મલવા માટે યઝદના ગવરનર, લસ્કરના કમાન્ડર, પોલીસના વડા વગેરે મોટા અમલદારો તેની મુલાકાતે ગયા હતા. અત્રે સર હોરમસજી તરફથી ૪, અને શેઠ ડી. કાવસજી તરફથી ૪, મળી ૮ બાળકોની નવજોત સાથ મોટું જશન કરવામાં આવ્યું હતું.

યઝદમાં સર રતન તાતા ડીસ્પેનસરીના ડાકટર જમશેદ પટેલે સોશીયલ વેલફેર વર્ક, પબ્લીક હેલ્થ વર્ક અને ઇનફન્ટ વેલફેર વગેરેનાં જરૂરી કાર્યો માટેની સામગ્રીઓ માટે સર હોરમસજીને અરજ ગુજારી હતી, કે જો મજકુર સામગ્રીઓ મળે તો તેવણ રાજીખુશીથી હાંસલ વગર કોમની બહેતરીનું આ જરૂરી કામ હાથ ધરે. જો કે હાલ પણ તેવણ તે બાબતોમાં અનેક અગત્યનાં ભાષણો આપતા પણ સામગ્રીઓની ગેરહાજરીને સબબે જેવી જોઇએ તેવી રૂડી અસર નીપજાવી શકાતી નહતી. સર હોરમસજીએ આ કામનાં વખાણ કરી તે બાબે પોતાની પુર દીલસોજી દેખાડી ઇંગ્લાંડ જઇ તે બાબતની ઘટતી સામગ્રી માટે ગોઠવણ કરવા ખુશી બતાવી હતી.

આ પાર્ટીને તેહરાનમાં નામદાર રેઝાશાહ સનમુખ હાજર થવાનું માન મલ્યું હતું. તા. ૨૫ મી જુને આ પાર્ટીના સાહેબોને યઝદનાં બાનુઓની અંજુમન તરફથી તથા યઝદની અંજુમન તરફથી માનપત્રો આપવામાં આવ્યાં હતાં, તે વેળા સર હોરમસજી તથા તેમના સાથીઓને યઝદની બનાવટના ગાલીચાની ભેટ કરવામાં આવી હતી. સર હોરમસજીએ ઇરાનની મુલાકાત વેળા કુલ્લે રૂ. ૧૪,૭૨૫ની સખાવત જુદાં જુદાં શહેરોમાં કીધી હતી, અને એ ઉપરાંત છોકરીઓની નીશાળોમાં ચાલુ વાર્ષીક બક્ષેશો એવણ આપતા આવ્યા હતા.

આ પાર્ટીએ ઇરાનના નામીચા બંદરો અને શહેરોમાં બુશાયર, કાઝરૂન, શીરાઝ, યઝદ, કેરમાન, ઇસફાન, તહેરાન, કઝવીન, રેહસ્ત વગેરેની મુલાકાત લઇ કદીમ વતન મધે આવેલાં પર્સીપોલીસના

જગજાહેર ખંડીયેરોના દર્શન કીધાં હતાં અને ઇરાનના મહાન પયગમ્બરની જન્મ ભૂમી ગણાતાં રઘ યાને રયેના ખંડીયરને નમન કીધું હતું. આ પાર્ટીને દરેક જગ્યાએ બાદશાહી આવકાર આપવામાં આવ્યો હતો. મી. દીનશાહ કાવસજી ખંડાલેવાલા (ડી. કાવસજી)નું મોટરના સાંચા કામને લગતું જ્ઞાન તથા વહેવારૂ કુશળતા એ પાર્ટીને ઘણા ઉપયોગી થઇ પડયાં હતાં. તેવણે ઇરાનની અર્ધી મુસાફરી દરમ્યાન પોતે મોટર ચલાવી ડ્રાઇવરની તુમાખી તોડી હતી.

આ પાર્ટી મધેના સર હોરમસજી એડનવાલા તથા મી. રૂસ્તમ નરીમાન મોસ્કો થઇને ઇંગ્લાંડ જવા માટે તા. ૧૫ મી જુલાઇએ તહેરાનથી ઉપડી ગયા હતા.

## દેશાવર ગયલાં બીજા ઇરાન મીશનો.

આ ઉપરાંત 'ઇરાન લીગે' **મુંબઈ, ભરૂચ, કલકત્તા, કરાંચી, બેંગ્લોર, મદ્રાસ,** અને **નવસારી**માં ભાષણો અપાવીને પારસી ટોળાને જાગૃત અને સચેત બનાવવાનું અઘરૂં કાર્ય પણ બજાવ્યું હતું. વળી એજ અરસામાં ભરૂચ અને કલકતે જઇને લીગના સભાસદો શેઠ પેશોતનજી મારકરની આગેવાની હેઠળ લીગની ઇરાનની ચલવલ વગેરેને માટે આસરે રૂ. ૫૦,૦૦૦ની રકમ ઉઘરાવી લાવ્યા હતા.

(૧૯૩૨ માં મી. દીનશાહ જે. ઇરાની તથા મી. બરજોર સોહરાબ આગાની ઇરાનની મુસાફરીએ ગયલી પાર્ટીને લગતી બાબત માટે જુવો આગળ આપેલો અહેવાલ.)

## શેઠ પેશોતનજી ડો. મારકરની ઇરાનની બીજી મુસાફરી.

લીગના પેટ્રન શેઠ પેશોતનજી ડો. મારકરે પોતાના કુટુંબ તથા ઇરાન લીગના સેક્રેટરિ મી. કયખુસરો ફીટર સાથે તા. ૧૩-૯-૧૯૩૪થી તા. ૧૬-૧૧-૧૯૩૪ સુધી ઇરાનના કેટલાક ભાગમાં મુસાફરી કરી હતી. આ મુસાફરી વેળાએ તેમણે બુશાયર, કાઝરૂન, શીરાઝ, પર્સીપોલીસ, ઇસ્ફાહાન, યઝદ, તથા તેની આસપાસનાં ગામડાંઓ, કેરમાન, બંદર અબ્બાસ, હોરમઝદ તાપુ તથા મરકતની મુલાકાત લીધી હતી.

# મરહુમ શેઠ અર્દશીર રીપોરટરની ખુલ્લી મુકાયલી તસ્વીર.

ઇરાનીઝમની ખંતીલી ચળવળ કરાવનાર મરહુમ શેઠ અર્દશીર એદલજી રીપોરટરનું મરણ તા૦ ૧૩મી જાનેવારી ૧૯૩૩ ને દીને નીપજ્યું હતું. તેમની ૪૦ વર્ષની કીમતી સેવાઓની પીછાણમાં ઇરાન લીગ તરફથી એક ઓઇલપેન્ટ તસ્વીર તા૦ ૨૨ મી નવેમ્બર ૧૯૩૫ને દીને મુંબઇની દાદીશેઠની દરેમહેરમાં એક મેળાવડાની હજુરમાં જશન કર્યા બાદ શેઠ પેશોતનજી ડો. મારફરે મરહુમની સેવાઓની ખુબીઓ વર્ણવીને ખુલ્લી મુકી હતી.

## ઇરાન મધેનાં જરથોશ્તી ધર્મખાતાંઓ.

ઇરાની અન્જુમન ૧૯૧૮ માં સ્થપાઇ તે પછી હિંદના જરથોસ્તી ઇરાનીઓ તરફથી પહેલાં ૭ વરસની મુદતમાં નીચલાં સખાવતી ખાતાંઓની સ્થાપના થઇ હતી.

**ફીરદોસીની યાદમાં કેતાબખાનુ.** તહેરાન મધે તા. ૫ મી જાનેવારી ૧૯૨૩ ને દીને ત્યાંની જરથોશ્તી અનજુમને ફીરદોસી રીડીંગરૂમ અને લાઇબ્રેરી સ્થાપી હતી.

**યઝદની ઓરફનેજ.** યઝદ મધે મુંબઇવાલા શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારફરે તા. ૧૦ મી એપ્રીલ ૧૯૨૩ ને દીને પારસી ઓરફનેજ સ્થાપી હતી જે મુંબઇની ઇરાની અન્જુમન હસ્તક ચાલે છે.

એજ સાલમાં અરબાબ રૂસ્તમ શાહાજાને પોતાનું મકાન તથા સ્કુલ યઝદની અંજુમનને ભેટ આપ્યાં હતાં.

**કેરમાનનું આતશ આદરાન.** ઇરાનમાં આવેલાં કેરમાન શહેરમાં તા. ૨૩ મી ફેબરૂઆરી ૧૯૨૪ (રોજ ૧૭ માહ ૭ કદમી ય. ઝ. ૧૨૯૩) ને દીને આતશ આદરાનના કેબલાને ખુલ્લો મુકવામાં આવ્યો હતો. આ દરેમહેરનું મકાન તથા જમીન અરબાબ સરોષ જાંહગીર, તેમનાં ધણયાણી શીરીન તથા મરહુમ સાળા અરબાબ દીનયાર

રૂસ્તમજી અને જમાઇ અરબાબ રૂસ્તમ ફરદુનજીની માલેકીનું હતું તે તેઓએ મરહુમ બેટી બાનુ રૂસ્તમ ફરરોખના પુન માટે ભેટ આપી આ આતશ આદરાનને તખ્તનશીન કરવાનો ખરચ પણ આપ્યો હતો. આ મકાનનું નામ "બાગે સતારે ખાનુગ" કરીને આપ્યું હતું. કેરમાનમાં અસલના બે આતશકદેહ હતાં જેમાંના એકનું નામ "દરેમહેર મેહલે દવલતખાને" અને બીજાનું નામ "દરેમહેરે મહેલે શહેર" કરીને હતું. આ બન્ને મકાનો બીસ્માર હાલતમાં હોવાથી આ નવી દરેમહેર સ્થાપવામાં આવી હતી.

"અંજુમને નાસરીયે ઝરથુસ્ત્રીઆન."

ઇરાન મધે "અંજુમને નાસરીયે ઝરથુસ્ત્રીઆન" નું મકાન અરબાબ શાપુર ગુસ્તાસ્પે પોતાના મરહુમ મામાઓ બેહમન અને રૂસ્તમ જમશેદની યાદમાં ૭ હજાર તુમાન (રૂ. અઢાર હજાર) ના ખરચે બંધાવી તા. ૧૦ મી જુન ૧૯૨૪ ને દીને ખુલ્લું મુકયું હતું.

યઝદની જરથોસ્તી મદરેસાઓ.

યઝદ શહેર નજદીક કુચબીયોગી ગામમાં રૂસ્તમ ખોદાદાદ શહેરીયાર કુચબીયોગીએ જરથોસ્તી છોકરીઓ માટે મદરેસા બંધાવી તા ૫ મી ડીસેમ્બર ૧૯૨૪ ને દીને ખુલ્લી મુકી હતી.

શીરાઝનું મુસાફર ખાનુ.

ઇ. સ. ૧૯૨૫ માં ઇરાન મધે શીરાઝ શહેરના દરવાજાની બાહેરની જગા ઉપર આવેલો શાહીબાગ મુસાફરોના વપરાસ માટે અઢાર હજાર તુમાન યાને લગભગ રૂ. ચોપન હજારની કીંમતે શીરાઝની જરથોસ્તી અંજુમને ખરીદયો હતો.

યઝદમાં ઇન્ડસ્ત્રીયલ હોમ.

યઝદમાં દોલત ઇરાનીએ જાંહગીર ઇન્ડસ્ત્રીયલ મકતબ હોમ તા. ૧૫ મી મે ૧૯૨૬ ને દીને સ્થાપ્યું હતું. તે પણ મુંબાઇની ઇરાની અન્જુમન હસ્તક ચાલે છે.

એજ માફક તા. ૩૭ મે ૧૯૨૭ ને દીને યઝદ શહેરથી દોઢ માઇલ દુર આવેલાં ખારેસશાહી ગામમાં અરદેશર ખુરશેદજી ઇરાનીએ છોકરીઓ માટેની મદરેસાનું મકાન "દવેસ્તાને દુસીજગાને ખુરશીદી" બંધાવી ખુલ્લું મુકયું હતું.




યઝદમાં મારકર–આબાદમાં શેઠ પેશોતનજી ડો. મારકરની છોકરીઓની સ્કુલની ગર્લગાઇડોની પરેડ.
[ચીત્રમાં દેખાતી સુંદર બીલ્ડીંગ શેઠ મારકરની ઓરફનેજ તથા ડે–સ્કુલ છે.]





યઝદની શેઠ પેશોતનજી મારકરની ઝોરાસ્ત્રીઅન આયઝ ઓરફનેજનો પ્લાન,
જે મી. બરજોર સો. આગાએ દોરયા હતા.

યઝદની છોકરી-ઓની સ્કુલ.

એ ઉપરાંત યઝદ ખાતે મુંબઇવાલા શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકરની સખાવતથી સ્થાપવામાં આવેલી છોકરી-ઓની સ્કુલ શેઠ પેસ્તનજીના મરહુમ પીતાજીની બાજને દીવસે, યાને રોજ ૨ જો બહમન માહ ૬ થો શેહરેવર શેહેનશાહી સને ૧૨૯૭ યઝદેજરદી, તા. ૭ મી ફેબ્રુઆરી ૧૯૨૮ ને મગલવારે ભવ્ય મેલાવડા સનમુખ ખુલ્લી મુકવામાં આવી હતી. એમાં ૮૫ જરથોસ્તી છોકરીઓ શીક્ષણ લેતી હતી. ત્યાંની છોકરીઓની જુની નીશાળો જહાનીઆન તથા મોબેદાન સ્કુલોને ઉપલાં ખાતાં સાથે જોડી હતી, જેથી એકજ લાયક ઠેકાણે છોકરીઓની કેળવણી આપવાનું ફાવે. આ સંસ્થાઓનો કારોબાર ત્યાંનાં બાનુઓના અવસ્તા કલાસના પ્રમુખ-બાનુ હાદોખ્ત તથા બીજાં બાનુઓ અને ગ્રહસ્થોની કમીટી કરતી. વળી યઝદની શેઠ પેસ્તનજી મારકરવાળી છોકરાઓની ઓરફનેજ અને સ્કુલ ઇરાનના જરથોસ્તી રહીશ અને કેળવણી ખાતાંનો અનુભવ ધરાવનાર મી૦ મીરઝા શરોષ લોહરાસ્પીના ઉપરીપણાં હેઠળ ચાલતી. ઓરફનેજમાં ત્રીસ છોકરાઓનો નિભાવ થતો. તે ઉપરાંત ઝોરાસ્ટ્રીઅન એમીલ્યોરેશન સોસાયટી સાથની ગોઠવણ મુજબ પ્રાઇમરી ચાર કલાસો જે પી. ડી. મારકર સ્કુલના નામે ઓળખાય છે તે પણ ઓરફનેજવાળી બીલ્ડીંગ-માંજ ચાલુ થયા હતા.

## નીચલાં ખાતાં મુંબાઇની ઇરાની અન્જુમન હસ્તક ચાલે છે.

સુવાવડખાનું.

બહમન ઝાયેશગાહ (Maternity Home) ની સ્થાપના શેઠ ગુસ્તાદ ખુદાદાદ કુચબીયોગીએ નવેમ્બર ૧૯૩૮માં કીધી હતી. ત્યાં દર મહિને સરાસરી ૧૦) જન્મો સલામતીથી થાય છે, અને ૭૫) આઉટ પેશન્ટસને મુફત ટ્રીટમેન્ટ અપાય છે તથા ૧૨) ઓરતોને જાતીને લગતાં દરદો માટે હોસ્પીટલમાં રાખી તેમની સારવાર કરવામાં આવે છે. એ હોસ્પીટલની સ્થાપના તથા નિભાવ માટે રૂ. ૨,૨૫,૦૦૦) જેટલી ધરખમ સખાવત કરવામાં આવી છે.

# તેહરાન ખાતેની બાઈ રતનબાઈ બામજીની હાઈ સ્કુલ ખુલ્લી મુકાઈ.

મરહુમ બાઇ રતનબાઇ એદલજી બામજી તે મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાના બહેનની સખાવતની આસરે રૂ. ૧,૨૦,૦૦૦ ની બાદશાહી રકમમાંથી જે કન્યાશાળાનું ગંજાવર મકાન-“ નૌશીરવાન દાદગર ઝોરાસ્ટ્રીયન ગર્લ્સ હાઇ સ્કુલ” ના નામે તેહરાનમાં બાંધવામાં આવ્યું હતું, તેને ખુલ્લુ મુકવાની ક્રિયા તા૦ ૧૧ મી સપટેમ્બર ૧૯૩૬ ને દીને એક દબદબાભર્યા મેળાવડા સનમુખ ઇરાનના કેળવણી ખાતાંના વઝીરે કરી હતી, આ સ્કુલની ઇમારત બાંધવા માટેની મુંબઇની કમિટી ઇરાન લીગના આગેવાનોની બની હતી અને તેમાં ઇરાની અન્જુમનના ઓહ્ધેદારોનો પણ હાથ હતો.

વળી ઇરાની અન્જુમન તથા ઇરાન લીગ એ બંનેના સહકારથી જે સૌથી અગત્યનું કામ થયું છે તે અવસ્તા અને પુરાતન સાહિત્યના ચાલુ ફારસીમાં તરજુમા કરાવવાનું છે જે **અન્જુમને** છુટથી ઇરાનમાં ફેલાવ્યા હતા. એ માટે સાધનો ઉભાં કરનાર અન્જુમનના પ્રેસીડંટ અને લીગના વાઇસ-પ્રેસીડંટ મરહુમ શેઠ દીનશાહ જે. ઈરાની તથા મરહુમ રાઇટ ઓનરેબલ સર દીનશાહ ફ. મુલ્લાં હતા.

---

# શાએર ફેરદોસીની યાદગારી.

મહાન શાએર ફીરદોસીએ પારસી કોમ ઉપર કરેલા ભારે અહેસાનોની યાદમાં તેહરાન યુનિવરસીટીના બાગમાં મુકવા માટે આ શાએરનું લગભગ ૨૦ ફીટ જેટલી ઉંચાઇનું બાવલું હાલ ઇરાન લીગ તરફથી મુંબઇમાં તૈયાર થાય છે. વળી શેઠ પેસ્તનજી ડો. મારકરનો ફીરદોસીની યાદમાં યઝદ શહેરમાં એક ઘડીયાળ સાથનો મિનારો બંધાય છે તે કામ ઇરાની અન્જુમન હસ્તક થાય છે.





શાએરાન શાએર ફેરદોસી તુસી.

# પ્રકરણ ૨૩ મું.

## ઇરાની જરથોસ્તી અંજુમનને લગતાં ધર્મખાતાંઓ.

---

### ઇરાની જરથોસ્તી અંજુમનના ઓધેદારો.

શેઠ દીનશાહ જે. ઇરાનીના મરણ પછી ૧૯૩૮ ના સાલથી એમની જગાએ મી. પેસ્તનજી ડો. મારકર (સરનશીન).

શેઠ બરજોર સોરાબશાહ જ. આગા, કર્નલ મેરવાન સોરાબ ઇરાની, અને શેઠ ખુદાદાદ ગુસ્તાદ કેરમાની (નાયબ-સરનશીનો).

શેઠો પેસ્તનજી ડોસાભાઇ મારકર, જાલ પેસ્તનજી ઇરાની, શાહપુર કેખુસરો કુચેબીયોગી, શેહરીયાર રૂસ્તમ આહરેસ્તાની, ગુસ્તાદ ખુદાદાદ શેહરીયાર (ત્રસ્ટીઓ).

શેઠો રૂસ્તમ ખુદાદાદ કુચેબીયોગી, શેહરીયાર રૂસ્તમ આહરેસ્તાની, પોંચાજી ફીરોજશાહ ભરૂચા, (જોડયા ઑ. સેક્રેટરીઓ અને ત્રેઝરરો).



હવે આપણે ઉપલી અંજુમન હસ્તકના સંખ્યાબંધ ધર્મખાતાંઓ જે ઇરાન તથા હિંદ દેશની જરથોસ્તી અંજુમનોએ સ્થાપ્યાં છે તે ઉપર આવીશું.

## મુંબઇની ઇરાની જરથોસ્તી અનજુમન હસ્તકના ખાતાંઓના તારીખ ૨૦ મી માર્ચ ૧૯૩૬ સુધીના ત્રણ વરસના છેલ્લા બાહેર પડેલા રીપોર્ટ મધે નીચલી રકમો બતાવવામાં આવી હતીઃ—

## ઇરાની જરથોસ્તી અંજુમનના અનામત ખાતાંઓ.

| | | રૂપીઆ. |
|---|---|---|
| ૧ | ધી જહાંગીર ઇન્ડસ્ત્રીઅલ સ્કુલનું ... ... | ૭૦,૩૩૭ |
| ૨ | શેઠો અરદેશર મેરવાન ફરોહી નસરાબાદી તથા ફરેદુન અસપંદયાર કસનાબ્યાની નોસરતાબાદ તથા એલ્લાબાદની સ્કુલોનું ... ... | ૧૯,૫૦૦ |
| ૩ | શેઠ રૂસ્તમ ખુદાદાદ યજદાબાદીની નસરાબાદની સ્કુલને મદદનું ... ... ... ... | ૫૭૫ |
| ૪ | શેઠ ખુદાબક્ષ ચેમીની ચેમની સ્કુલનું... ... | ૧૮,૦૦૦ |
| ૫ | શેઠ અરદેશર ખરશેદજી ઇરાની ગોલવડવાલાની ખોરમશાહની છોકરીઓની સ્કુલનું ... ... | ૨૯,૪૮૭ |
| ૬ | જૈનાબાદની સ્કુલનું ... ... ... | ૯,૯૮૨ |
| ૭ | કાસમાબાદની છોકરીઓની માહીયારી સ્કુલને મદદનું ... ... ... ... | ૬,૩૦૧ |
| ૮ | યઝદના આતશબેહરામને સુખડ ચઢાવવાનું ... | ૯,૪૦૦ |
| ૯ | કાસમાબાદની છોકરાઓની ગુસ્તાસ્પી સ્કુલને મદદ કરવાનું ... ... ... ... | ૫,૦૦૦ |
| ૧૦ | યઝદની અંજુમને જરથોસ્તીઆનનું... ... | ૨૦૦ |
| ૧૧ | ખોરમશાહના તંગદસ્તોને મદદનું ... ... | ૪,૦૦૦ |
| ૧૨ | ચાહરેસ્તાની છોકરીઓની નીશાલનું ... ... | ૧,૧૪૬ |
| ૧૩ | જલસાએ દાનેશ પુઝુએ ઝનાને યઝદનું ... | ૫૦૦ |
| ૧૪ | કર્નલ મેરવાન સોહરાબ ઇરાનીવાલી ખૈરાબાદની મોસેતી દોખ્તે ઝોન્જ અરદેશીર છોકરીઓની સ્કુલનું ... ... ... ... | ૮,૦૦૦ |

| | | રૂપીઆ. |
|---|---|---|
| ૧૫ | ઇરાનમાં ગુજરેલાઓની ધાર્મીક ક્રીયા કરવાનું... | ૮,૦૦૦ |
| ૧૬ | પાલધડની જમીનનું ... ... ... | ૧,૬૦,૦૦૦ |
| ૧૭ | સર રતન તાતા મેડીકલ હોલ તથા બાઇ દીનબાઇ દેસાઈ ડીસ્પેનસરીનું ... ... ... | ૩૩,૪૦૦ |
| ૧૮ | મુબારેક ગામની સ્કુલને મદદ કરવાનું ... | ૩,૬૬૧ |
| ૧૯ | એલ્લાહબાદની છોકરીઓની નીશાળનું ... | ૩,૦૫૩ |
| ૨૦ | એલ્લાહબાદની છોકરીઓની શાહપુરી સ્કુલની નવી ઇમારતનું ... ... ... ... | ૧,૫૦૦ |
| ૨૧ | શેઠ જમશેદ ખુદારહમવાલી રહેમતાબાદની મીલકતનું | ૧,૧૭૬ |
| ૨૨ | તેહરાનની ફીરોઝ બેહરામ મીડલ સ્કુલને લગતું... | ૬,૫૫૦ |
| ૨૩ | તેહરાનના આતશકદેહમાં ધાર્મિક ક્રીયા કરાવવાને લગતું ... ... ... ... ... | ૧,૮૩૬ |
| ૨૪ | કલકતાની જરથોસ્તી અંજુમન તરફથી મળેલા | ૯,૯૭૩ |
| ૨૫ | કલકત્તાની જરથોસ્તી અંજુમન તરફથી કેરમાનની સ્કુલને મદદ કરવાના ફંડનું ... ... | ૪,૪૫૪ |
| ૨૬ | ઇરાનમાં છોકરીઓની સ્કુલને મદદ કરવાનું ... | ૧૦,૦૦૦ |

## સ્પેશીઅલ ફંડો તથા ચાલુ ખાતાંઓ.

| | | રૂપીઆ |
|---|---|---|
| ૧ | નીભાવ ફંડ ... ... ... ... | ૬૪,૨૬૧ |
| ૨ | યઝદના આતશબેહરામનાં મકાનને લગતું તથા નીભાવનું ... ... ... ... | ૧૮,૨૩૬ |
| ૩ | યઝદનાં ગરીબ જરથોસ્તી ખેડુતોને બીયાં તથા તથા હથ્યારોની મદદનું ... ... ... | ૬,૦૪૯ |
| ૪ | શેઠ પે. ખ. ઇરાનીની યાદનું ઇન્ડસ્ટ્રીઅલ ફ્લોક ફંડ ... ... ... ... | ૧૬,૯૩૨ |

| | | રૂપીઆ. |
|---|---|---|
| ૫ | મી. અરપંદીઆર રશીદ કેરમાનીનું... ... | ૧,૮૪૪ |
| ૬ | પાલઘડની જમીનનાં ઘાસના કોન્ટ્રેક્ટર સરદાર વીકાજી પી. બીલાડવાલાની ડીપોઝીટનું ... | ૧૦,૦૦૦ |
| ૭ | અંદરઆબાસની ધરમશાળાનું ... ... | ૩૦,૪૫૭ |
| ૮ | જહાંગીર ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલનું ... ... | ૨,૨૦૮ |
| ૯ | શેઠો અરદેશર મેરવાન ફરોહી તથા ફરેદુન અરપં· દીયાર કસનાવ્યાની નોસરતાબાદ તથા એલ્યાબાદનાં સ્કુલોનું ... ... ... ... | ૨,૧૬૫ |
| ૧૦ | શેઠ રૂસ્તમ ખુદાદાદ યઝદાબાદીની નસરાબાદની સ્કુલને મદદનું ... ... ... ... | ૫૧૯ |
| ૧૧ | શેઠ ખુદાબક્ષ ખુદાદાદ ચેમીની ચેમની સ્કુલનું... | ૫૬૭ |
| ૧૨ | મુબારકે ગામની સ્કુલને મદદ કરવાનું ... | ૭૯૦ |
| ૧૩ | અરદેશર ખરશેદજી ઇરાની ગોલવડવાલાની ખોરમ-શાહની છોકરીઓની સ્કુલનું ... ... | ૩,૭૧૮ |
| ૧૪ | જૈનાબાદની સ્કુલનું ... ... ... | ૬૩૯ |
| ૧૫ | યઝદનાં આતશબેહરામને સુખડ ચઢાવવાનું ... | ૧,૨૦૪ |
| ૧૬ | યઝદનાં દોખમાનું ... ... ... | ૧,૪૬૪ |
| ૧૭ | યઝદની સગડીની નવી ઇમારતનું ... ... | ૫૦૦ |
| ૧૮ | મરહુમ જમશેદ ખોદારહમની યાદગારીનું ... | ૮,૮૦૦ |
| ૧૯ | સર રતન તાતા મેડીકલ હોલ અને બાઇ દીનબાઇ દેસાઇ ડીસ્પેનસરીનું ... ... ... | ૨૭,૧૩૧ |
| ૨૦ | ઇરાનમાં ગુજરેલાંની ધાર્મીક ક્રીયા કરવવાને લગતું | ૩૭૮ |
| ૨૧ | ફીરદોસીની (૧૦૦૦ વરસની) જયંતીની ઉજવણીનું | ૨૨૭ |
| ૨૨ | ફરેદુન નોશીરવાંન કેરમાનીને કેળવણીમાં મદદ કરવાનું ... ... ... ... | ૧૬૦ |
| ૨૩ | એલ્લાહબાદની છોકરીઓની નીશાળનું ... | ૧૪૧ |
| ૨૪ | સુરતની મીલ્કતનું ઘસારા ફંડ ... ... | ૬૦૦ |
| ૨૫ | ફરનીચરનું ઘસારા ફંડ ... ... ... | ૪૬૫ |
| ૨૬ | ઇરાનમાં ફીરકુલ કામોનું ... ... ... | ૨૧૬ |

| | | રૂપીઆ. |
|---|---|---|
| ૨૭ | ઇરાનમાં નવજોતનું ... ... ... | ૨૨૧ |
| ૨૮ | કાસમાબાદની છોકરીઓની માહીયારી સ્કુલનું... | ૪૩૨ |
| ૨૯ | કાસમાઆદની છોકરાઓની ગુસ્તાસ્પી સ્કુલને મદદ કરવાનું ... ... ... ... | ૨૯૪ |
| ૩૦ | યઝદની અંજુમને જરથોસ્તીઆનનું ... | ૧૨ |
| ૩૧ | ખોરમશાહનાં તંગદસ્તોને મદદ આપવાનું ... | ૧૨૬ |
| ૩૨ | આહરેસ્તાનની છોકરીઓની નીશાળનું ... | ૯ |
| ૩૩ | જલસાએ દાનેશ પુઝુએ ઝનાને યઝદનું ... | ૧૫ |
| ૩૪ | ખૈરાબાદની મોસેતી દોખ્તે ઓન્જ અરદેશીરની છોકરીઓની સ્કુલનું ... ... ... | ૨૭ |
| ૩૫ | તેહરાનની જરથોસ્તી છોકરાઓની સ્કુલને મદદનું | ૧૧,૧૦૦ |
| ૩૬ | કેરમાનની અંજુમનનું ... ... ... | ૧૦૫ |
| ૩૭ | પાલધડની જમીનનું ચાલુ ખાતું ... ... | ૩૯,૨૪૭ |
| ૩૮ | બીસ્તમે ગાલે કઝવીની કેતાબનું ... ... | ૨૭૮ |
| ૩૯ | પુરાન દોખ્ત કેતાબનું ... ... ... | ૩૮ |
| ૪૦ | કવેતા ધર્તીકંપ પારસી સંકટ નીવારણ ફંડ ... | ૩,૨૬૪ |
| ૪૧ | એલ્લાહબાદની છોકરાઓની સ્કુલને મદદ કરવાનું | ૧૬૧ |
| ૪૨ | મોબેદ અર્દેશીર બેહરામ હમાવંદીનું ... | ૨૮૫ |
| ૪૩ | તેહરાનનાં આતશકદેહમાં ધાર્મીક ક્રીયા કરાવવાને લગતા ... ... ... ... | ૫૨ |
| ૪૪ | કલકતાની અંજુમન તરફથી કેરમાની સ્કુલને મદદ કરવાનાં ફંડનું ... ... ... | ૭૩ |
| ૪૫ | ઇરાન જવામાં મદદ કરવાનું ... ... | ૨૨૫ |
| ૪૬ | તેહરાનની ફીરોઝ બેહરામ મીડલ સ્કુલનું ચાલુ ખાતું | ૧,૧૬૯ |
| ૪૭ | મરહુમ જમશેદ ખુદારહમના નામથી તંગદસ્તોને મદદ કરવાનું ... ... ... ... | ૧,૦૦૦ |
| ૪૮ | યઝદનાં જરથોસ્તીઓને અંગબળની ખીલવણીનું ઉત્તેજન આપવાનું ... ... ... | ૩,૭૧૦ |



# શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકરનાં સ્થાપેલાં
## (ક) અનામત ખાતાંઓ.

| | | રૂપીઆ. |
|---|---|---|
| ૪૯ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરાઓની ઓરફનેજ તથા સ્કુલનું ... ... ... | ૧,૭૪,૧૭૧ |
| ૫૦ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરાઓની ઓરફનેજને લગતા બાજરોજગારનાં ફંડનું. ... | ૩૮,૧૬૫ |
| ૫૧ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરાઓની ઓરફનેજના ઇનામ તથા સ્કૉલરશીપનું ... | ૬,૩૩૧ |
| ૫૨ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરીઓની સ્કુલનું ... ... ... ... | ૮૮,૨૧૪ |
| ૫૩ | શેઠ પેસ્તનજી દોસાભાઇ મારકર છોકરીઓની સ્કુલનું બાજરોજગારનું ... ... ... | ૧,૨૦૦ |
| ૫૪ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરીઓની સ્કુલના ઇનામ તથા સ્કૉલરશીપનું ... ... | ૧,૫૬૪ |
| ૫૫ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર હુન્નર ઉદ્યોગની ચઢતી કેળવણીની સ્કૉલરશીપનું ... ... | ૧૦,૬૨૨ |
| ૫૬ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરાઓની ઓરફનેજને લગતી જયંતિ વગેરેના ઉજવણીના ખાસ ફંડનું ... ... ... ... | ૭૬૪ |



## (ખ) સ્પેશ્યલ ખાતાંઓ.

| | | રૂપીઆ. |
|---|---|---|
| ૫૭ | યઝમાં પેસ્તનજી ડોસાભાઇ મારકર ઓરફનેજ તથા ધર્માઉ ખાતાંઓ માટે જમીનનું ખાતું ... | ૧૪,૧૯૫ |
| ૫૮ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરાઓની ઓરફનેજ તથા સ્કુલનું ચાલુ ખાતું ... | ૧૦,૫૬૧ |
| ૫૯ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર છોકરીઓની સ્કુલનું ચાલુ ખાતું ... ... ... | ૬,૮૫૭ |
| ૬૦ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર હુન્નર ઉધોગની ચઢતી કેળવણીની સ્કૉલરશીપનુ ... | ૨૧૮ |
| ૬૧ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકર ધાર્મિક સાહીત્ય તથા કેળવણીનું ચાલુ ખાતું ... ... | ૧,૭૩૩ |
| ૬૨ | શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકરનાં હીસાબે ફીરદોસીની યાદગારીનાં કલોક ટાવરનું ખાતું ... | ૧૦,૧૮૫ |



| | |
|---|---|
| અનામત ખાતાઓમાં જમે કુલ્લે બાકી ... ... | ૭,૪૯,૫૫૩ |
| સ્પેશીઅલ ફંડ તથા ચાલુ ખાતાઓની બાકી ... | ૨,૨૧,૧૨૦ |
| નિભાવ ખાતાંની જમે કુલ્લે ... ... ... | ૧,૦૫,૮૧૩ |



# શ્રી મુંબઇની ઇરાની જરથોસ્તી અંજુમન હસ્તકનાં યઝદમાં ચાલતાં ખાતાંઓ.

---

## ૧ સર રતન તાતા મેડીકલ હોલ તથા દીનાબાય દેસાઇ ડીસ્પેન્સરી, યઝદ. શરૂ કીધું તા. ૧૭-૧૨-૧૯૨૨.

દર વર્ષે લગભગ ચાલીશ હજાર દરદીઓને રાહત આપે છે. જેમાં ૬૫ ટકા જરથોસ્તી બીમારો હોય છે તેમના મોટા ભાગની વૈદક સારવાર મુફ્ત થાય છે. ફન્ડની આવક માત્ર રૂ ૧૧૦૦) જેટલી અને વાર્ષિક ખરચ આશરે ૫૦૦૦) જેટલો છે.

---

## ૨ શેઠ પેસ્તનજી મારકરની છોકરાઓની ઓરફનેજ તથા સ્કુલ. શરૂ થઈ તા. ૧૦-૪-૧૯૨૩.

હાલ ૩૭ નાવારસ છોકરાઓને પાળીપોષી કેળવણી આપવામાં આવે છે. એ ઉપરાંત ડે સ્ટુડન્ટસ ૨૯૦ છે.

જાણીતા કેળવણીકાર મીરઝાં સરોશ લોહરાસ્પી ઉપરાંત દસ માસ્તરો અત્રે સેવા બજાવે છે. ૯ માં ધોરણ સુધી કેળવણી અપાય છે.

ઇરાની સરકારના અભ્યાસક્રમ મુજબની ૬ ઠાં અને ૯ માં ધોરણની વાર્ષિક પરિક્ષામાં આ સ્કુલના ચેલાઓ ૭૫ થી ૧૦૦ ટકા ફતેહ પામતા હોવાથી યજદમાં એ પહેલે દરજ્જેની સ્કુલ તરીકે સ્વીકારાઇ ચુકી છે.

આ ખાતાંમાં દાખલ થવાને ઘણા જરથોસ્તી યતીમો ઉમેદવાર હોય છે પણ નાણા પ્રકરણી કારણસર તે સઘળાઓને દાખલ કરાતા નથી.

---

## ૩ શેઠ પેસ્તનજી મારકરની છોકરીઓની સ્કુલ.

છોકરાઓની ઉપલી સ્કુલની માફક આ ખાતાંની વીદ્યાર્થીઓ પણ ઇરાની સરકારના ૬ ઠાં અને ૯ માં ધોરણની પરીક્ષામાં ૯૦થી ૧૦૦) ટકા ફતેહ પામે છે.

૧૪ સ્ત્રી શિક્ષકો અત્રે સેવા બજાવે છે.

૧૦ માં ધોરણ સુધીની કેળવણી અપાય છે. હાલ ૨૨૫) છોકરીઓ કેળવણી લે છે. છોકરીઓને ભરતું શીવણ, ગુઠણ વગેરે શીખવવામાં આવે છે.

---

## ૪ ધી જહાંગીર ઇન્ડસ્ત્રીઅલ સ્કુલ.

મારકર ઓરફનેજના યતીમો તથા બીજા છોકરાઓને નીચલામાંથી કાંઇને કાંઇ હુન્નરની તાલીમ અત્રે અપાય છે:—સુથારકામ, કાપડવણાત, હોઝીયરી, દરજીકામ, ગાલીચા વણાત.

એ સંસ્થાનાં ફંડ માટે હોંગકોંગવાલા શેઠ મંચેરજી જ. પટેલે બક્ષેલી રૂ. ૨૫૦૦૦) ની સાડાત્રણ ટકાની લોનનું વ્યાજ તેવણની ખાહેશ મુજબ મુંબઇમાં ટેકનીકલ તથા વોકેશનલ કેળવણી લેતા ઇરાની જરથોસ્તી જવાન્યાઓને સ્કોલરશીપ આપવામાં વપરાય છે.

---

## ૫ ખોરમશાહની શેઠ અરદેશર ખરશેદજી ઇરાની (ગોલવડવાલા) ની છોકરીઓની સ્કુલ.

આ સ્કુલમાં પણ ઇરાની સરકારના અભ્યાસક્રમમાં ૬ ઠાં ધોરણ સુધી કેળવણી અપાય છે. અત્રે પાંચ બાનુ શીક્ષકો સેવા

બજાવે છે તથા લગભગ ૭૫ છોકરીઓ કેળવાય છે અને છોકરીઓને ભરના હુન્નર હાંસલ કરે છે.

ઇરાની સરકારની ૬ ઠાં ધોરણની પરીક્ષાનું પરીણામ સંતોષકારક હોય છે.

---

## ૬ ઉપલાં મુખ્ય ખાતાંઓ ઉપરાંત નીચલાં ગામડાંઓની સ્કુલો અંજુમનના વહીવટ હેઠળ ચાલે છે.

નોસરતાબાદ, એલ્યાબાદ, ઝઇનાબાદ, ચેમ, ખઇરાબાદની "મોસેતી દોખતે ઓન્ઝ અરદેશીર" છોકરીઓની સ્કુલ. મરહુમ સખીવજુદ શેઠ જમશેદ ખુદારહમ નસરાબાદીની અશો યાદમાં રહેમતાબાદ ખાતે છોકરીઓની નીશાળ.

એ ઉપરાંત નસરાબાદ, મુબારકે વગેરે ગામડાંઓની આગલી નીશાળો જે બીંજાઓ તરફથી ચાલે છે તેમને મદદ કરવાના નાનાં મોટાં ફંડો બરપા થયાં છે અને એ રીતે અંજુમન કેળવણીના ફેલાવા અર્થે દરેક કોશેષ કરે છે.

સખીવજુદ બાનુઓ તથા ગ્રહસ્થો અને સખાવતી ખાતાંઓ તરફથી ઇરાનમાં નાનાં મોટાં સખાવતી કામો જેવાં કે, ગરીબોના લગન, નવજોત, જરથોસ્તી ખેડુતોને હથીયાર બીયાની મદદ, વગેરે અનેક કામો અંજુમન ડોનરોના સંતોષ વચ્ચે હાર પાડતી રહે છે.

---

## ઇરાનની તરક્કી બાબે ઉમેદ.

આગલ આપેલા ફંડો ખાતાંઓ વીગેરેની ટીપ ઉપરથીજ વાંચનાર જોશે કે ઇરાનથી આ હિંદ દેશમાં આવી વસેલા જરથોસ્તીઓએ પોતાનાં પ્યારાં અસલ માદર વતન ઇરાનની તરક્કી માટે છેલ્લા બેદાહેકાની ટુંક મુદતની અંદર કેટલું બધું કીધું છે. જેઓ એવું



**શીરાઝ ખાતેની શાહપુર એકેડેમી**

[આ કેળવણી ખાતાંનું મકાન પર્સીપોલીટન બાંધકામની ઢબ ઉપર બાંધેલું છે.]

"હુમાજોર દએમાવંદ કોહ!"



કુહે દમાવંદ (૧૮૫૦૦ ફીટ)
[અલબૂર્ઝ પહાડો (હરબરે ઝઇતી)ની ઉંચી ટોંચ તેહરાનથી ઉતર-પૂર્વે ૪૦ માઇલ દુર છે.]

જણાવે છે કે આપણા દેશમાં વસતા ઇરાની જરથોસ્તીઓ પોતે ઇરાન દેશ છોડી અત્રે આશરો લઇ નેહાલ થયા છે તેઓએ તે દેશ માટે જોઇયે તેટલો હિસ્સો ધર્મખાતાંઓ સ્થાપીને આપ્યો નથી, તેમને એ ટીપથી અચુક જવાબ મળે છે. વળી અત્રે આપેલાં ચિત્રો ઉપરથી પણ હાલનું ઇરાન ના. રેઝાશાહ, જેવણુ "પેહલવી"નું અસલ પ્યારૂં નામ ધરાવે છે, તેવણના રાજ અમલમાં ઇરાનમાં વસતા જરથોસ્તીઓએજ નહિ, પણ ખુદ આપણા દેશમાં આવી વસેલાં હમદીનોએ એ પોતાનાં પ્યારાં પુરાતન વતનની ઉન્નતીમાં કેવો ધરખમ ફાળો આપ્યો છે, તેઓ હજી પણ એ પ્રત્યે વધુ હિસ્સો આપતા રહે, અને તે સાથ હિંદના જરથોસ્તીઓ ઇરાન વતન સાથનો સંબંધ દિન પર દિન વધુ ધાડો કરી ત્યાં વધુ અને વધુ સંખ્યામાં જતા રહે, એવું ચાહીશું. આજકાલ કેટલાક ફેશને-બ્લ પારસીઓ પશ્ચિમ તરફની મોહીનીમાં પડી જુદદીન ગોરી મડમોને પરણી લાવે છે અને આખરે તેમાંના ઘણાકો પરતાવામાં પડે છે તેઓ ઇરાનની જરથોસ્તી બાનુઓ જેઓ ખુબસુરતીમાંજ નહિ, પણ કેળવણીમાં દિન પર દિન વધુ આગળ પડતી જાય છે તેમને પરણી લાવી સ્વચ્છ ઇરાની લોહી પોતાની કોમમાં બને તેટલુ આમેજ કરી ખાલેસ જરથોસ્તી વસ્તીમાં વધારો કરતા રહે એવું પણ આપણ ચાહીશું. આમીન!



[From the Times of India, dated 10th February 1940]

# ANNALS OF THE PARSIS.

## PARSI PRAKASH compiled. By R. B. Paymaster.

(Vol. VII, Part II. (1933 and 1934.)

With this volume Mr. R. B. Paymaster brings to a close his monumental labours for the past thirty years on the compilation of the annals of the Parsis in India. After the conquest of Iran by the Arabs, thirteen hundred years ago, a handful of Zoroastrians migrated to India. The history of the community for the first ten centuries of exile is shrouded in obscurity. Only a few recorded facts reveal how the descendants of the "pilgrim fathers" found a footing in India and lived the simple life of agriculturists. With the advent of the Portuguese in India, however, and particularly after the occupation of Surat and Bombay by the British, they began to emerge from the gloom of centuries and gradually made a name for themselves as the most progressive and enterprising people in India. Mandelso (1638) found them engaged in mercantile pursuits including banking and Alexander Hamilton (1710) described them as good carpenters and ship-builders, "exquisite in the weaver's trade and embroidery."

## PARSI LUSTRE.

There was, however, no authentic history of the community in India until the latter half of the nineteenth century when the late Bomonji Behramji Patel decided to dive into the past and to set forth in chronological order the outstanding events in the history of the community as a whole and the achievements

of individual members. He called the annals " Parsi Prakash "—Parsi Lustre—covering the history of the Parsis for twelve centuries from the time the pilgrim fathers landed in India till the year 1878. On his death, in the year 1908, his sister, Miss Dinabai Patel, continued the work and published a supplementary chronicle of events from 1878 to 1880.

It then fell to the lot of Mr. Paymaster to bring the annals up to date. In several volumes he covered the period from 1880 to 1932 and the latest volume under notice brings the history down to the year 1934. This labourious work is an outstanding monument to the industry and perspicacity of the author and to his self-denying devotion to the important task entrusted to him by the Trustees of the Parsi Panchayat Funds. The Parsi community is rich in many things, but not in respect of scholarship and research. There are very few patient, persevering scholars among them whose lives might be said to have been dedicated to research, but the smaller the number, the greater should be the recognition of the labour.

R. P. M.

( *i. e.* Mr. Rustom P. Masani M. A. Vice Chancellor of the Bombay University. )

## PUBLICATIONS OF MR. R. B. PAYMASTER, B. A., LL B.



| | Rs. | a. | p. |
|---|---|---|---|
| "Voice of the East on the Great War," 1st and 2nd series. (Poems) ... ... | 2 | 12 | 0 |
| "Navroziana" (Poems) ... ... | 1 | 8 | 0 |
| The "Nazarana" or Poem on the Coronation of King Edward VII ... ... | 1 | 2 | 0 |
| "Sunset and Sunrise" (Poems) ... ... | 0 | 10 | 0 |
| "Midnight and Dawn" (Poems) ... ... | 0 | 10 | 0 |
| "Children's Day" (Lord Hardinge) (Poems) ... | 0 | 10 | 0 |
| Poems on Dadabhai Naoroji, 2nd Ed. ... | 0 | 12 | 0 |
| "The Parsi Prakash," Vol. III (in eleven Parts) 1881-1900 (very rare)... | 60 | 0 | 0 |
| " " " IV, Parts I, II, and III 1902-1906 each ... | 1 | 8 | 0 |
| "*Kisse-i-Sanjan*" (in Persian, English and Gujarati) ... ... ... | 2 | 8 | 0 |
| "Elphinstone College Union Lectures ... | 2 | 8 | 0 |
| Sanjan Memorial Column Movement (Gujarati). | 0 | 10 | 0 |
| The Law of Restitution of Conjugal Rights (articles in the *East & West*) ... ... | 1 | 0 | 0 |
| Four Lectures on the Bombay Rent Acts ... | 2 | 0 | 0 |
| The Bombay Rent Acts with Notes and Commentaries ... ... ... | 2 | 8 | 0 |
| Gujarati Publications before 1865 (Rare) ... | 0 | 12 | 0 |

| | | | |
|---|---|---|---|
| A Farman of Emperor Jehangir (English & Gujarati) ... ... ... | 1 | 8 | 0 |
| "Gleanings of Verse" Being Poems of Principal Wordsworth (copyright) ... ... | 2 | 8 | 0 |
| Life of Principal Wordsworth ... ... | 1 | 0 | 0 |
| Dadysett Religious & Charitable Trusts (English) | 1 | 0 | 0 |
| Ahewal-e Khandan-e Dadysett (Gujarati) ... | 20 | 0 | 0 |
| Ahewal-e-Atesh Behram-e-Wadiaji (Gujarati) .. | 2 | 0 | 0 |
| Biography of Mulla Firoze (Gujarati) ... | 4 | 8 | 0 |
| Necessity of Special Laws for the Parsees in Native States (Gujarati) ... ... | 0 | 8 | 0 |
| The Parsees of Yore, their Commerce, their Enterprise, Charity, etc., (Gujarati) ... | 0 | 10 | 0 |
| The Parsees of the 8th Decade of the last century (Gujarati) ... ... | 0 | 10 | 0 |
| An Introduction to Athornan-nameh (Gujarati) ... ... ... ... | 1 | 0 | 0 |
| The Jurisdiction of Courts in matters of Caste, (a Book on Law in Gujarati) ... ... | | | |
| The History of Parsee Ship-building in India (a book in Gujarati) ... ... | | | |
| Life of Dossabhai S. Munshi (a lecture in Gujarati) ... ... ... ... | | | |
| Life of Fardunji Marzbanji (a lecture in Gujarati) | | | |
| Life of Sir Jamsetjee Jeejeebhoy (a lecture in Gujarati) ... ... ... | | | |
| Life of Framjee Cowasjee Banaji (a lecture in Gujarati) ... ... ... | | | |

| | | | |
|---|---|---|---|
| Life of the late Mr. Jamsetjee F. Madon (Gujarati) | | | |
| Life of Rustomji N. Vachhaghandi ( „ ) | | | |
| Life of Dadabhai Naoroji (Gujarati) ... | 2 | 0 | 0 |
| Life of Khan Bahadur Hormusji M. Bhimardiwala (Gujarati) ... ... ... | 0 | 10 | 0 |
| Life of Mr. Bamanji Dinshaw Petit (Gujarati) | 0 | 10 | 0 |
| Life of Mr. Jehangir B. Marzban, C. I. E. (Gujarati) ... ... ... | 0 | 10 | 0 |
| Are the Parsees degenerating? (a lecture) ... | | | |
| The Edict of Asoka at Sopara (Gujarati) ... | 0 | 10 | 0 |
| The Ancient Parsee Colonies at Variav and Vankaner (Gujarati) .. ... | 0 | 10 | 9 |
| A Short History of the Fort Gratuitous Dispensary ... ... ... | 0 | 8 | 0 |
| Writings of Mr. G. K. Nariman ... | | | |



# રૂસ્તમજી દોરાબજી પટેલના પુરાતમ ખાનદાનની વંશાવલી.

